શા. રતનલાલ માણેકલાલ કીનારીવાળા

તરફથી પ્રગટ થતી બુક જેમાં પ્રખ્યાત, નાટક કંપનીના માનીતા નાટકોમાના જાણીતાં ગાયનો અને પ્રખ્યાત ગાવાવાળાઓએ ગાયલા ઉસ્તાદી ગાયનો રાગરાગણીઓ સહીત.

— ગાયનોથી ભરપુર —

# ધી ફોનોગ્રાફ ગાયન સંગ્રહ.

ઉર્ફે

# રેકર્ડસ ગાયનમાળા

## ભાગ ૧ થી ૪ સાથે.

વ્હોળા સુધારા વધારા સાથે.

આવૃત્તિ ચોથી. પ્રત ૨૦૦૦



૧૯૧૭  ૧૯૭૩

સોલ એજંટ

શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર

"મનહર" પુસ્તકાલય-લીમડાચોક—સુરત.



કીંમત રૂ ૧-૦-૦

પ્રસિદ્ધ કર્ત્તા—શા. રતનલાલ માણેકલાલ કીનારીવાળા.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—મનહર પુસ્તકાલય
લીમડાચોક—સુરત.



છાપનાર—પ્રભુશંકર નરભેરામ વ્યાસ.
છાપવાનું ઠેકાણું—શા. ખુ. અ. ના ધી સુરત જૈન એન્જીન
પ્રિન્ટીંગ પ્રેસ ખપાટીઆ ચકલા—સુરત.



## ચેતવણી.

આ બુકની વધી પડેલી માંગણી જોઇ કેટલાક વિરોધી પ્રકાશકો આ બુકને મળતી બુકો બહાર પાડેછે. અને તે અંજાણ્યાં ગ્રાહકો ભૂલથી લઇ પસ્તાય છે. તેઓને ચેતાવવામા આવે છે કે, હવે પછી આવી બુક ખરીદતાં પહેલાં શા. રતનલાલ માણેકલાલ કીનારીવાળાં એ નામ વાંચીનેજ ખરીદ કરવી.

# આ આવૃતિ માટે કાંઈક.

સુજ્ઞ ! સંગીત વિલાશી ભ્રાત, ભગિનીઓ ! આ ધી ફ્રૈનોગ્રાફ, **ગાયન સંગ્રહની ચોથી આવૃતિ** આપના કરકમળમાં સાદર સ્મર્પણ થાય છે. આશા છે કે ગત ત્રણ આવૃતિ માફક આને પણ ઉત્સાહથી વધાવી લેશો !

ગઇ ત્રણ આવૃતિ, દરેક વર્ષ, વર્ષ, ને અંતરે પ્રગટ થઇ ખલાક્ષ થઇ એજ આ બુકની લોક પ્રિયતા છે, અને હજુ પણ તે મુજબ માંગણી ચાલુ અને ચાલુજ છે.

આ બુકનાં છુટા ભાગો કાઢવાં જેટલો આવકાશ જ મળતોજ નથી, તેમ રેકર્ડસોમાંનાં ગાયનો મેળવવાનો પણ આવકાશ ન મળતો હોવાથી, ભાવે, અભાવે, પણ હમારે હમારાં ગ્રાહક બંધુઓની માંગણીને પોહચી વળવા રેકર્ડસોમાં ગવાતાં તેમ બીજાં કેટલાંક લોકપ્રિય બોધક ઉત્તમોત્તમ ગાયનોનો સામટો સંગ્રહ કરી, આ વખતે એકી સાથે ૧–૨–૩–૪ ભાગ બ્હાર પડયાં છે. આશા છે હવે પછી જરૂરજ એનાં ભાગો જુદા જુદા આકારમાં અને ખાશ રેકર્ડોમાં ગવાતાં ગાયનોથીજ પ્રગટ કરીશું !

આશા છે કે ! ગત ત્રણ, આવૃત્તિ માફક. આ આવૃત્તિને પણ ગ્રાહક બંધુઓ યોગ્ય ઉત્તેજન આપી આભારી કરી અમારા ઉત્સાહમાં વૃદ્ધી કરશેજ

આ વખતે ખાશ કરી **અકારાદી** પદ્ધતીપર ચોક્કસ લક્ષ આપેલું છે. જે લોક પ્રીય થશે અને ગાયનો ખોળવાની પણ મહેનત બચશે.

હમારે હમારા ગ્રહાક બંધુ અને સંગીત કળાનાં શોખીનોને **ખાસ સુચના** કરવાની કે ? જેઓ માહશય રાગ જાણતા હોય તેણે આમાં આવેલા ગાયનોના રાગ, તથા ઉત્તમ ગાયનો ઉમેરવા માટે લખી મોકલવા, જેથી હવે પછીની આવૃતિમાં ઉમેરવામાં આવશે હાલ એજ. વિજ્ઞપતિ,

| | |
|---|---|
| **સુરત.** | લી૦ |
| કોળાપીઠ રોડ | **શા. રતનલાલ માણેકલાલ** |
| ફીનારીવાળા ચૉરૂમ | ફીનારીવાળા. |

# ધી ફોનોગ્રાફ ગાયન સંગ્રહ

ઉર્ફે

# રેકર્ડસ ગાયનમાળા.

| શ્રી | ભાગ ૧ લો. |
|---|---|

**( ૧ )—શ્રી. દ્વા. ગ્રા. ઓ. પરીષદના સંગીત ક્રમમાંથી**

રાગ—ઝપત ચોતાલ—

શ્રી સરસ્વીને નમું. ( ટેક )
બુદ્ધિ દાતા સૌજન શારી વિદ્યા રૂપે સ્હાયકારી,
તનન તોમ્, તનનન તોમ્ તનનન તોમ્–પ્રથમ નામ આરાધું તારૂં (૨)
સાની સાની ધ, નીધપ ધપધપમ–પમપમગ મગ મગરે ગરેગરેસા
સારી ગમ પધની, સા સાની ધપમગરે સા ॥ શ્રી ॥

**( ૨ )—વશંત પ્રભા—**

શ્રી રામચન્દ્ર રઘુવિર,
શ્રી સિતાપતી ભજી લેને મન અવસર આવો એળે વહી જશેજી.
ખિલી પસંત છેલા, ખિલી જુવાની છેલા, રશીયારશ પીલેને સુખધામ,
ખિલીવસંત છેલા, ખિલી ફુલવાડી, પ્રભુને શણગારી લે મન લ્હાવ–શ્રી
રમણી રૂપાળી હેતે હૈડે ધરી વ્હાલા, પીલે અધરામૃત રસપાન,
નાથના અનાથનેએ અંતર ધરી પ્રીતે બાળા, કરી લેને કાયાનું કલ્યાણ–શ્રી

**( ૩ )—મીસ જાનકી બાઇ**—ભજન. રાગ, ભૈરવી.

શ્રી રામચંન્દ્ર કૃપાળુ ભજ મન હરન ભવ ભય દારૂનં.
નવકંજ લોચન કંજ મુખ કરકંજ પદ કંજારૂંન—શ્રી.
કંદર્પ અગણીત અમિત છબી નવનિલ રજ સુંદરં,
પટપીત માન હુલડીત રૂચી સુચી જનક સુતાવંર.
શ્રી કીટ કુંડળ તલક ચારૂ ઉદાર અંગ વિભુષણું,
આજાન ભુજ સર ચાંપધર સંગ્રામજીત ખર દુષણું,
ભજો દિનબંધુ દીનેશ દાનવદલન દુષ્ટ નિકંદનં,
રઘુનાથ આનંદ કંદ કઉશલ્યા ચંદ દશરથ નંદનં.
ઇતી વદત તુલસીદાશ શંકર શેષ મુની મન રંજનં,
મમ હૃદય કુંજ નિવાશ કરી કામાદી ખલ દલ ભંજનં.

(૪)—

અશરણ ... રણ ! ઇશ તારણ ! તરણ કૃપાળ!
ચરણ ... ણ ! પણ ગિરવર ગહન દયાળ.
જન મન ... ભયભંજન, ચિદ્દઘન જગરાયા.
સકળ ... કરન વિભુ ! અકળ આપ માયા.
અમલ ... મોચન ત્રિવિધ તાપ અજ્ઞાન.
મુનિજન ... વર, ઇશ હંશ અજર જગ ભાણ.
નાથ નિ ... પ્રભ ! સુખદાયક, કલ્પ સમાન.
પ્રણમિ ... વંદન ! કરો અખિલ કલ્યાણ.

(૫)—સૌ... હની—

અરે કોઇ ... નાવો(૨) મારૂં દીલડું ચીરી, ખોલી બતાવો.
... પ્રાંધ ... નહીં, પ્રેમ હાણના બાણ,
... છું, તું મારે મન પ્રાણ.
અને તપ... નહીં ... વો, લાગી અગન બુજાવો, બોલાવો લોભાવો.
પ્રાણ પ્રીય ... વો, ... દીલડું ચીરી ખોલી બતાવો (૨)

(૬)—સુરદાસ—

અરે રંગ ... લાગ્યો તે લાગ્યો, શિદ સોવે ફરી જો જાગ્યો...ટેક.
હંસોની ... તી હંસ જાણે, કાગ ન કોઇ પીછાણે.
ઘાવ રહિત ... ઘાયલની ગતીને જગમાં કયાંથી જાણે...અરે.
દરદી વીણ ... દીની દશાને લક્ષે કોઇ ના લાવે.
સુર ભજનનો રંગ ના ઉતરે, અમિત ઉપાધી આવ્યે...અરે.

(૭)—ઉદયભાણ—

અહો દિલદર જરી દેદાર દિવાનાને દેખાડોને
અરે લટકી અધર પટકી, મરૂં પટકી જીગર ખટકી
અરે આધર સુધા રસ સાર ચતુરાને ચખાડોને—
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી

સાખી { "દીલની થાપણ ઓળવી, ઘટે ન કરવી ઘાત;
"પ્રાણ કહો તો પઠાવું, વાલમ કરવા વાત.

(૮)—વિણાવેલી—

અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે.
ખરે જ્યમ પિપળ ઉપર પાન. પલકમાં ખરી જશેરે (૨) માટીમાં
મળી જશેરે ...અરે.

ઘડી એક જીવતરમાં ઘડી એક સુખનીઆ........અરે. નથી.

મુઢ મમતમાં તોયે મરતાં આંખાં અરે નથી. પામર નર નાદાન—અરે.
કાયા કલેવર કારમું, છે ગંદકીનો ગાડવો;
સમજુ જને સમજી જઇ, અભિમાનને વણસાડવો.
અભિમાન ફરણીધરને નહિ, દુધ પાઇને પેધાડવો;
રાવણ સરીખાં રાજવીએ, લીધો નથી કંઇ લાડવો—અરે શું.

(૯)—પવીત્ર. લીલાવતી—

અવર મદન અલબેલો, આતો અવર મદન અલબેલો. અ.
શરદ પુનમના સુધાકર સરખો આજ નગરમાં ઉગેલો. અ.
મનોહર કસ્તુરીયા મૃગ માફક જોઉં ઝરૂખે ઝુકેલો. અ.
હું નિરભાગી નાથે તજી મને વેસ્યા અવાસે વસેલો. અ.
ધન ગણીકા ધરણીતલ તુજને પ્રિય કર્યો મમ પરણેલો. અ.
ચંન્દ્ર ચકોરને મયુર મેઘ સમ મુજ મન રંગ રહેલો. અ.
મહિયારી વેશે નહીં જાણે, મમ છગી છેલ છબીલો. અ.

(૧૦)—પ્યારા સાહેબ. રાગ-ભૈરવી. તાલ ત્રીતાલ—

અરે જોબનવા ચાર દીના દીનો સાથ.
જોબન સત જબ જાત ભઇ, મુખ મોડન લાગે-કદર મોરી કહું;
ના પુછી બાત—અરે જોબનવા, ચાર દીના, દીનો સાથ.

(૧૧)—ઉદયભાણ—

અલબેલા લટકાળા વ્હાલા, પ્રીતમ ઠાકોર મારે મન વશીયા.
રસઘેલા રીસાળા બેઠા, દેહના દેવળ માંહિ રંગ રસીયા.
પ્રિતી પંચામૃતે પાતળીયા પખાળું વચનને ફુલડે વધાવું.
હેતના હીંચોળે હળુ હળુ હીંચાડું, હોંસે હસીને હસાવું,
શૃંગાર સજી સજાવું ભાવે, ભોજનની થાળ ધરાવું.
હઠનું કચુંબર રીશનું રાઇતું, ચામઠાઇ ચટણી વ્હેમ શાક રાઇતું,
બરફી પેંડાને મહેસુર પ્રેમ ભાવનાં, ધારી કચોરી પુરી, શુદ્ધ સ્નેહ વાસના
ભાવના ભુખ્યા ઉઠયા, દેવલ દે વાસના, પેંડા પરસાદમાં વ્હેચું
છું. ઉલ્લાસના—અલબેલા.

(૧૨)—કેશર કીશોરી.—

અરે દુનિયામાં પ્રેમી કયાં, બધે મતલબની યારી છે.......અરે.
બીચારા કોઇક સાચા પ્રેમી, તેની તો ખુવારી છે. અરે.
સાખી { કોપટ જેમ પઢતતો, અચરે અચરે રામ;
મુરખ જન તેમજ બકે, પ્રેમ પ્રેમનું નામ.
કયાં છે સાચો પ્રેમી હા, કયાં તે સાચી પ્યારી છે. અરે.
સાખી { પ્રેમી પ્યારી કરી મરે, પ્યારી કરે મીજાજ,
પ્યારી પિયુ પીયુ કરી મરે, પ્યારા રંડીબાજ.
ગયો સાચાનો વખત હા, દગલબાજી ની વારી છે. અરે.

(૧૩)—મી. મહમદહુસેન. રાગ-યમન. કલ્યાણ, તાલ. લાવણી—
અબ નાઅને ગિરધારીરે, હમારી તોરી, ગિરધારી વનમાલી—અબ નાઅને
શાલ દુશાલે આપતો ઓડે, હમે ઉડાઇ કારી કમરીરે, હમારી તોરી.
(બોલો મોર મુગટવા લેકી જય)

(૧૪)—મી. મહમદહુસેન. રાગ-દાદરા, કહારવા (મીઠા, ઝહેર)—
અટારીયાપે, ઝીરારે કબુતર આધીરાત,
સુન સુનરી ભાભી હમ તુમ સોવે સંગ સાથ. અ.
નહીં નહીંરે દેવરા, સૈયા તો જાગે સારી રાત.
સુન સુનરી ભાભુ સૈયાકો દીજે મરાય.
નહિ નહિરે દેવરા સેજેકી શોભા મોરી જાય.
સુન સુન ભાભી હમતુમ ખાવે સંગ સાથ.
નહિ નહિરે દેવરા છતરી ધરમ ઘટ જાય. અ.

(૧૫)—પુંડળી—
અધિક સુખ નાથી બીજું શું મનાય,
પ્યારી મારા બુલબુલનું બચ્ચું ગણાય...અધીક
પુરાં હસે પુન્ય પરભવે કીધાં, ભાર્યા સુશીલા તો સદ્ભાગ્ય સિધાં.
ઘરવાળીના ગુણ ગાય, ગામ બંધુ ઘરવાળીના ગુણ ગાય...પ્યારી.
કાગડાની કોટે મોતીની માળા, રૂપાળી રાધાને શ્રીકૃષ્ણ કાળા
પતિનથી પતી પૂંજાય,—મીઠાં ભેગાં ખાટાં બોરા ખપીજાય...પ્યારી

(૧૬)—ઇંદ્રાવતી—
અમો સુધરેલાને તમો ગણો ન કમજોર,
કામ કેવાં કરીએ, ભેજામાં રાખી તોર.
લીમીટેડો માંડી...વેપારો વધારતા, યંત્રો મંગાવી હુન્નરો ખીલાવતા,
જુના ધારા કાઢી નવિનો, નીપજાવતા, ઘણું કર્યું બીજું હજુ કરીને
બતાવતા......અમો.

(૧૭)—મહાશ્વેતા કાદંબરી—
અરે સખી ધીમે ધીમે ડગભર-ઉતાવળ આવડી આ. શી (૨)
પિયુ મુખ દર્શણ પ્યાસી...અરે સખી.........
અંતર મારૂં મારે છે ઉછાળા (૨) ન્હોય ઉછાળા યૌવન કેરા ચાળા(૨)
મંજરીવાળા, લાલા, લજ્જાળા, પ્રિતમ તારા નહિ જાય નાશી.—અરે.

(૧૮)—મહાશ્વેતા કાદંબરી—
અલીજોજે, મનાતીભોળી મેના, ભોળાવશે તુજને પોપટજી, મુખે મીઠું બોલી.
અલી જોજે, દેતી તું અંતર ખોલી......ભોળવશે......

સાખી. } પ્રેમે પોપટ દાઝ દીલની, દીલમંહી સમાવશે,
} ઋતુ વસંતે માન નીને, મદનરાજ મનાવશે,
રશ રાજની રશરેલ જયાં, રગ રગ મંહિ વ્યાપી જશે.
જખ મારી મેના માનશે, પણુ ખોઇ પાયે લાગશે.

(૧૯)—પરશુરામ—

અરે, હાં હાં, જરા ધિરે, ખેંચો ભ્રકુટી કમાન,
અરે, જાઓ કરો શાને ઘેલી અડપલાં આમ.
ધરી ભ્રકુટી કમાને, ઝેરીલા નયન બાણે, સાધો શામે સ્નેહી—
ને સંધાન........અરે.
જાણું શું હું, બાળા ભોળી, કરો શાને આ ઠઠોલી,
જાણું શું હું તીર, શું કમાન..........................અરે.
થઇ ભોળીને અન્જાણી. ભ્રકુટી કમાન તાણી,
મોહિની મારે શા. મોહ બાણુ........અરે

(૨૦)—સતિદ્રૌપદી—

અરજ સ્વીકારો સ્નેહી શામળીયા, સહાયથ જો શ્રીમુરારીરે.
રાજસભામાં રાજ સિધાર્યાં, વચન વડીલનું પાળી રે.
કેમ થશે કંઇ ચેન પડે ના, વ્યાકુળ થઇ મતિ મારી રે
કપટી કુટીલ છે કૌરવ રાજા—સ્વામી સત્યાચારીરે. મા.
દાવ ખેલતાં હે દીન બંધુ ! રાખજો લાજ હમારીરે, અરજ.

(૨૧)—સતિદ્રૌપદી—

અકળીત ભાગ્ય ગતી ન' કળાતી;
પલક પલક રતિરે; પલટાતી—અકળીત
ઉદય અસ્ત પછી ઉદયની આશા,
જયોતિ વાદળામાં—જોઉં છુપાતી—અકળીત,
ધર્મક્ષેત્રમાં ધર્મપતિથી, કૌરવ લડતા ધારી અનિતી;
ચિંતા, થી મતિ મા'રી મુંઝાતી—અકળીત.

(૨૨)—મોહિનીચંદ્ર—

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઇ ન છેડોરે—મને.
લાચાર હું બિચારી છું શીદ લ્યો છો કેડોરે,
જુવાની થી દીવાની છું મારો છોડો છોડોરે, છેલા—મા૦
પ્રાણુદાન છે પ્રિત્તમા પુછી કરજો પ્રીત,
પ્રાણુદાન તો સ્હેલ છે, કઠણુ પ્રિતની રીત.
અધાર તું કિરતાર મારો પાર બેડોરે,—અરે.

(૨૩)—ઉદયભાણુ—
અમર રહો તે નરનારી જે, શીયળ દીપક શંભારે રે,
અમુલખ દીપક અખંડ રાખે, વિરલા જોડાં સુખીયાં તે.
જળચર સારસ અવર પંખીડા, જોડેથી મદ માતારે,
તેમજ અરસ પરસ પતિ પત્ની, હરનીશ રહે હરખાંતારે.
ધન્ય ધન્ય એ દિવ્ય દંપતિ, સંપતિમાં સુખ માણેરે,
વિપતીમાં જે પ્રિત સરવર જળ, પ્રેમેથી પી જાણેરે.
(૨૪)—લક્ષમિ-વિજય.—
અન્તરયામી, નોધારાના આધારરે,
ગૃહિબાહ્ય દાસિની. હે અવિનાશી ઉગારજો રે;
ગરૂડા ગામી, લક્ષમિના ઉરહારરે,
હરિ દીનબાળાનું દુઃખ દયાળુ નિવાર જોરે.
જાણી નિરાધાર નારી, દેછે પાપી કષ્ટકારી;
વ્હાલા વિનતી સ્વિકારી, લેજો અબળા ઉગારી.
વિભુ વિકટ બંધ આવાર, વેગે વિદારજોરે—ગ્રહિબાહ્ય૦
"તારી શવરી નાર, શીલાની અહલ્યા કરી,
કીધી સતિની વ્હાર, દુષ્ટ નિશાચરને દમી.
દયા કરોને બિરદ સંભારોને, જાણી નીરાધાર નારી. અન્તર.
(૨૫)—મહાશ્વેતા કાદંબરી—
અત્યુતમ પદ મિત્ર તણું આ સંસારે સમજાય,
આ અવનિમાં અન્ય ઘણાં જે સુખના સાથી થાય.
માતા પીતા ભ્રાતા થકી, વળી ગુપ્ત પ્રિય જન સ્વજનથી.
જે ગુપ્તમાં પણ ગુપ્ત તે પણ ગુપ્ત મિત્ર થકી નથી.
મિત્ર રત્નથી આ ભવરણની સફર શફળ થઇ જાય
સમૃદ્ધિ ચાદ ભુવનતણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે
સદભાગ્ય=વિણ સન્મિત્રની, પ્રાપ્તિ મહા મુસ્કેલ છે.
શબ્દ લઘુ પણ અર્થ વ્યાપક બે અક્ષર માંહી સમાય.
(૨૬)—લલીત મુગ્ધા—
અરે ઓ મિત્ર મારાને, દીધો મેં દોશ પ્યારાને.
વચનનો માર માર્યો મેં સહયો મુજ શિર મીત્ર ત્હેં.
ગયો કયાં મિત્ર મારા તું, મરૂં ઝુરી વિના તુજ હું.
હવે સોધું ફરી હું કયાં, બતાવે. નાથ સ્નેહિજયાં,
(૨૭)—કંસવધ—
અમને પાવન કરવાને. દીલનાં દુખડા હરવાને.
શાન્તિ જળ મન ભરવાને યોગી આવજો૦

૭૧૫૮



માયા રાખી મહારાજ યો૦ દર્શણુ દેવાને કાજ—યો૦
ચરણુ કમળ નિસદિન મુજ મંદિર, ધરવાને.
કમળ વદનથી મનહર મધુર વચન ઉચરવાને.
શાન્તિ જળ મન ભરવાને, યોગી આવજો.

(૨૮)—શ્રી નૌતમશારદા—
અજબ નવાઇ નશીબની શાણા તું સમજી લે.
એક દીન હાથી. એક દીન ઘોડા, એક દીન પાઇ ન પાસ
એક દીન મંદીર એક દીન માળા, એકદીન વનમાં વાસરે—શાણા
કર્મ રાયના અજબ તમાસા, રંક રાય નહિ ત્યાંય,
કરશું તેવું ભરશું ભાઇ, ફોગટફુટ ફુલાયરે—શાણા—અજબ૦

(૨૯)—કુંન્દબાલા—
અજબ નથી ઠગાઇ જાય પુરૂષ નારીથી;
જીતી નથી કોઇ ગયા નારી ઠગારીથી...અ૦
પાપી કલીઓપેટ્રા તણી ચુંગાલમાં ફસી.
સિઝર ગયો સમર્થ જીંદગાની પ્યારથી...અ૦
સીકંદરે રહયો નહિ આનંદમાં કદી;
ત્રીયાતણી કુ ચાલના ઘાવ કારીથી....અ૦
ખુવાર થઇ હજાર મુવા નીચ મ્હોતમાં.
રિઝિયા, ઇલઝબેથની મદભર ખુમારીથી—અ૦

(૩૦)—રેકર્ડ સોંગ બુક—રાગીની, આશાવરી મીસ, જાનકીબાઇ.
અબહિ કહાન ન કર મોસે રાર, (૨) જાવ કરૂંગી મે પુકાર
નિપટ ની ડર લંગર ડિગર ગાગરીયા મોરી, ફોરી; કહાન
જાય કે જસોદા સે, કહુંગી અપનો ઢીઢ લંગર એ ગમાર અબહિ.

(૩૧)—ઉમાદેવડી—
અજબ જ માનો નવીન નજરમાં આજ કાલ ચઢતો,
સસલાને કીચડમાં દાબી હાથી કરચડતો,
ક્રોડ પતિ કંગાલો કરી થાપણુ ઓળવતા.
દરબારે દોરી વગસગથી બહુ બહુરે નડતા,—
ગુલાબને દાબે છે, જો જો હજારીયો ગોટો.
ધર્મિ ને ઘેર ધાડ અને વાગે પાપી સોટો,—
સાચ કસ્તુરી વાસ સમજનારાનો છે, ટોટો.
અન્યાયી ગાદી તકીયે—લે ન્યાયી દોરી લોટો.

(૩૨ —સ્નેહ-સરીતા—
અબળા લાચાર બિચારી રે,
સ્વામિની દાસી. અબળા લાચાર બિચારીરે,

પ્યારી પ્રાણ આપે તોયે નાથ ન રીઝે કાંઇ,
"ભોળી મીઠાં વેણે-રીઝન રીઝે— સ્વામિની દાસી૦
માંદી મરે છો દર્દથી, સંભાળ નારીની નહિ,
દાઝી બળે દીલ દુઃખથી, દેનાર દિલાસો નહિ.
દિન રાત સેવા નાથની, કરીએ, હસા અમને સહિ,
પળ એકની ગલતી થયે, જીવન તણી શેવાગઇ"—સ્વામિની દાસી૦

(૩૩)—મહાશ્વેતા કાદંબરી—
અમે જઇશું ! અમે જઇશું ! હવે અમે જઇશું રાજ,
રક્ષ ભિના તમે આવજો. ... ... ... ... ... ... અમે.
આવિ મંજરીઓ નિત્ય લાવજો (૨)પ્રેમે પરિમલ પ્રસરાવજો...અમે
મુનિવર અમ શું પ્રસંગ પાડી, દર્શન દે,જો દાડી દાડી,
અમ સરખું કંઇ, કાજ, જરૂર તમે કહાવજો. ત મે આ...અમે

(૩૪)—લવ-કુશ—
અર્જ સુણો લે, મ્હારી પ્રભુ અર્જ સુણી લે મ્હારી,
સ્હાય હવે એક છે, ત્હારી—લેજો ઉગારી—અર્જ.
બાળ સંભાળ કરી, બેઠી સ્થીર ઠામથરી,
મરેલાને નાંખ ન મારી, લેજો ઉગારી—અર્જ.
અંધને નેત્ર જેવાં વ્હાલાં, મુને બાળ તેવાં,
ગાય વત્સ વિના નોધારી-લેજો ઉગારી—અર્જ.

(૩૫)—શુક-જયંતી—રાગ—કવ્વાલી-ગઝલ.
અમો વિશ્વાસ વધાને, છુપાવિ ધા, કરો શાને,
શતાવામાં આ ભોળીને, ગુન્હેગારી તમારી છે.
હસાવો રોવરાવોને, અખત્યારી તમારી છે,
ભલે કરજો ઘટે તે તે, ગુન્હેગારી તમારી છે.
કદી આકાશ જો તૂટે, ભલે ભૂકંપ હો ભારી,
જીગરનો પ્રેમ નહિ તૂટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી.
જડેલા બંધ નવ તૂટે, ખુબી એ ભાવિની ન્યારી,
છુટયા તેતો નહિ છૂટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી.
ઝુરાવો વા, રિઝાવો તે, મુખત્યારી તમારી છે.
ફસાવી જીવ બાળે તે, ગુન્હેગારી તમારી છે,
તપાવો છો તપેલિને, વળી ધૃત ધાર રેડીને,
વિચારો શું દિલ કહો તે, ગુન્હેગારી તમારી છે.
જગતનો નાથ જે સરે, શહા કરવું મુગે મારે,
જના સમજી બોલે ને, ગુજારો તે નકામું છે.
જ્યાં દીલ સાફ ત્યાં શું છે, મણી મન સમજીને રે છે,
અમારી છે વફા ારી, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી.

(૩૬)—લક્ષ્મી-વિજય—

અબળાના બેલી વ્હાલા, મારા સુંદર શ્યામળા,
બહુનામિ, જગજનના સ્વામિ, લજ્જા રાખો શ્રી ઘનશ્યામ.
નટવર નાગર દીનબંધું કેશવ કરૂણાના સિંધુ,
પ્રેમથી પ્રભુજી લ્યો ઉગારી સુંદર શ્યામળા—બહુનામી.
વ્હાલા ગોવર્ધન ધારી, વિનંતી લેજો સ્વીકારી,
ભવભય હારી લ્યો ઊગારી, સુંદર શ્યામળા—બહુનામી.

(૩૭)—મીસ ગૌહરજાન—રાગ, દેશ, તાલ, ત્રીતાલ,

અરે પિયા બીન નાહિં આવત ચેન, કાસેં કહુ મેરે જીકે બેન–પીયા.
યાદ પરત જબ હેદર નિશદીન; બાંકી સુરત તીખે નૈન–પીયા.

(૩૮)—કબીરભજન. રાગ—મુલતાની, પદ.

અબ તુમ કબ સુમિરોગે રામ–અબ તુમ૦
ગરભ કુલીમે જપ તપ કીનો, નિકલ હુવા બેઇમાન–અબ૦
બાલપનો સોખેલ ગંવાયો, તરૂન પનોસે કામ,–અબ૦
હાથપાંવ જબ કાંપન લાગે, નિકટ આયો અવશાન,–અબ૦
જુઠી કાયા જુઠી માયા, આખર મોત નિશાન,–અબ૦
કહત કબિર સુનોભાઇ સાધો, એકી ઘોડા એકી મેદાન–અબ૦

(૩૯) જલસા સંગ્રહ. રાગ—ઝિંઝોટી-ઠુમરી.

અએસી પ્રીત કાએકુ લગઇ બાલમા, પ્રીત કરી ક્યુ રાત નાગણી
અએસી૦
દોસ્તી કરકે કદરદાન જાણી; અએસો ડાઘ કાએકુ લગાઓ બાલમા.
પ્રીત૦ અએસી૦

(૪૦)મનુ—મણી.

અટંપટં કંઇ કઇને સમજાતી, ભાઇ પૈસો પેદા કરો કામનો–અટંપટં.
માતપિતા સુત બંધુ દાનને બેની, વ્હેવાર વસ્તીન નામનો–બસબસ૦અંટ
માનને ખાનપાન પૈસાવાળા થાવછે, મોટા વેપાર જગદામનો બસબસ૦અંટ
પૈસાની પ્રીતડી સંસાર રીતડી, પૈસોપ્રભુ આખા ગામનો, બસબસ૦ અંટ

(૪૧)—ભદ્રાભામિની—

અજી વાહ વાહજી મુંદરીઆ મોરી, લે ગઇ મછલીઆં.
મયે જલ જમના હાથ ધોય રહી,
છીટક ગીરી મોરી પ્યારી સુંદરીઆં—અજી.
સુની યે પીયાબીન લાગે મુંદરીયાં.
તોસે ન બોલું મયનો સારી ઉમરીયાં—અજી.

(૪૨)—ઉમાદેવડી—

અજી લાગી લો મોરી જાન, નેન કટારીરે,
છુરી ન મારી કટારી ન મારી, ન મારી બરછી તલવાર.
લોહુકા નહિ બુંદ નિકસા, તનક નેના નહિં લાલ,
જીસ તનાસે કરદીયા ચારો, કલેજા પારપાર.
દુશ્મન નહિં બેરી નહિ, મારનવાલા દિલદાર,
ચાવરી નહિં દીલબીછડા, મિલગયા હય ઔર યાર.
તુહી મોલા કર હકીમી, કરદે બેડા પારપાર,
કોઉં બતાવે કોઉં મિલાવે સંધયા ગુલેગુલઝાર.

(૪૩)—મીઠાંજહર—

અરે છોડ છોડ, મોરી બય્યાં ન, મરોડ, કરૂં બીનતી હાથ જોડ, મોરી મધયારી,
જાજા ખાકી અરી, મધયારી દુર જા.
અરે અયસે કે તયસે ન મુઝકો સતાવુ, અય નાસમ્જા.
જાની મેરી જીંદગાની, હયરાની, પરે શાનીમે, અબ ન મુઝકો સતા.
હમીસે યે માલે નિકાલે નિરાલે પડે સાહો.
નાલે સે, કીશ રોજ પાલે જા બેવફા.
અરે જા બેવફા, માફ કરો જો હયભુલભઈ
ઊઠું રીર હમીંબાસે મીલ ના કંહી. નહી નહી નહી અય-તેરે થરકી કસમ
દંદ દંદ દંદ મેરી દીલરૂબા ગલેસે લગાજા.—અરે.

(૪૪)—ખ્વાબેહસતી—

અલબેલા છેલા અયસા લા, દેંગે.
જો રંગીલા હો દીલ જાનકા. નઈ આનકા, નઇ બાનકા.
મોટરગાડીકી શયર કરાવે અયશી શાનકા—અ૦
લા અનત મુરદાર તુમપે, જાઓ. જાઓ. જાઓ. ન સતાવો.
અયસા રંગીલા, છબીલા, રશીલા નુકીલા લાએંગે.
શ્રાયકલ બીડલાકે જી બહેલાવે વોહ જી. શાનકા—અ૦

(૪૫)—જાંનિશાર—

અરે મુવે કાહે મોરી બાહે, રે મોરોરીયાં,
જાન હમારી તું કાહે દુખાઇ, છાંડ મોરી કાહે તુકલાઇ, રે,નિ ચોરીયાં.
નેકી ગવાઇ.લીની બુરાઇ, રાખ મોરી પત કહુ તોહે કર જોરીયાં.

(૪૬)—મીસ કાલીજાન—રાગ-ગઝલ,

અજબ અપના હાલ હોતા, જો વિશાલે યાર હોતા;
કભી જાન સદકે હોતી કભી દીલ નીશાર હોતા;
જો તુમ્હારી તરહ તુમશે, કોઇ જુઠે વાયદા કરતા;

તુમહીં મુનસફી સે કહદો, તુમ્હેં ઇતબાર હોતા;
તેરે વાઅદેપર સિતમગર અભિ ઔર સબર કરતે,
હમે જીંદગીપર અપની અગર એતબાર હોતા;
યહ મઝા થા દીલ લગીકા, કે બરાબર આગ લગતી
ન તુઝે કરાર હોતા. નઅ, મુઝે કરાર હોતા,
મુઝે માનને સબ ઐયસાકે, અદોબી સઝદા કરતે;
દરે યાર કાબા બનતા જો મેરા મઝાર હોતા;

(૪૭)—નિગાહેગફલત—રાગ=કાફી-ઠુમરી—

અય યાર. જાની, દિલદાર. જાની; મર્યે ડાલુ સદા જિયા, પિયા વાર જાની.
તુમપર બલહાર જાની. અય, બેચકે વયજે લાવું કહીશે.
પાસ મેરે રહે ઘરે જો થે. આજ તક,
નિકલે ઇશ્કે દામસે, કાર જાની-વાર જાની-અય.

(૪૮)—ભુલભુલેંયા—

અરે હાંહાં દીવાના બનાઉગા, અરે હટ મર્દક ધપ્પા લગાઉંગા,
ચલજા એ બચ્ચા, નહિ મારૂ ચચા ગલા દાબુ તેરા,
અબી મારૂં બચ્ચા અરે હાં હા મદારી, નચાઉં ગાયે; નાચ બેટા (૩)
તુઝે મેં બંદર બનાઉંગા હટ, મરકદ અભીવાતે તુ મુઝસે બનાયગા.
અબે ધાતે તુંહમકો દીખાયગા જરા દમસે કદમતું હટાયગા;
ઝટપટ રાઝી તુંહમસે હોઝાયગા—નામ બેટા (૩)

(૪૯)--હરિચંદ્ર—

અરે નાદાન ! અરે બે ધ્યાન ! જરા તો માન ! જરાતો માન !
ન ખો તું જાન, નહો હયરાન, જરાતો માન ! જરાતો માન !
કયસી રાની કયસી બાની, કયસે લાલાજી કે લાલ !
બાતે તેરી લંબી ચોરી બાકી સુખા જય ગોપાળ !
રૂપી કામાન, જોતુ ફરમાન તો હો છશ આન તેરા કલ્યાણ !
અરે અગ્યાન, નકર હયરાન, જરા તો માન ! જરા તો માન-કયસી

(૫૦)—હારજીત—

અદાબાંકી તીરછીયાર તેરી ચાલ હયે મતવાલી. તેરે બાલ જુલ્ફેં કાલી
તેરી આંખ જાદુડાલી બની લાલ મએકી પ્યાલી
ઉફરે સેયાદ મેરે-દીલકે ફસાને વાલે
તુજસે કમ દેખે હએ અંદાજ દીખાને વાલે
ઓ દિલબર બરતર સહવર ફન્દે-જુલ્ફેંગડી પુરફન
દીલકો એહ ફંસત પીરતહય, કરેકે ઝાંસા લાસા જાંથા ફાંસા.
ચીકારી બનકર તેરી, નીગાહે કરત હરદમ સઇયા. દિ૦

(૫૧)—હુસ્ન-આરા—
અરેહારે મેરા બાલા જોબનવા લુંટલીયોજી લલચાએ,
ઢબપ્યારી દીખાવે, છબ-પ્યારી દીખાવે રશ બાને બનાયે.
બીરમાએ, જી લુભાયે ફુસલાયે—અરે
બીરહાકી મારી મયનો, જરકે મરતહું, કયસે નઠોર તુમ હાયે.
ચતુરાઇ દીખાયે, નિઠુરાઇ બતાએ, સંગમોહેનલાયે,
તરસાયે કલપાયે જી જલાયે—અરે.

(૫૨)--જલસા સંગ્રહ-રાગ, ભૈરવી.
અબતો વો દીલ ફુરી બસે-કામ પડા જોહો સોહો,
હુસ્નપર ઉસકે નકદેદીલ-સદકી કીયા જોહોસોહો,—૧
હોતેહી ઉસકે ચારચશમ-લગગઇ મારી ટકટકી.
જલવાહ તો ઉસકા આંખમે-છાયે ગાયા જો હો સોહો,—૨
હમકુ ઇસીસેકામ હયે-દીલમે વોહી તમામ હયે,
હોઠોંપે જીસકા નામ હએ-દર્દસદા જો હો સોહો,—૩
નાસહો કા તુમ ન=કુછ=કહો-દેખ સમજ કે ચુપ રહો
એશકકા જખમદીલપેલો-કારી લગા જોહો સોહો-૪
હોનાથા સો હોગયા-હોગા વોહી જોહો ના હયા,
પુછોના કુછ દીવાનોંસે-લે તોહો કયા જોહો સોહો-૫
નીશેકે હય અજબ મઝા-મહી તે સબા તું જાને કયા,
પીતેહય જો બરમીલા-કહેતે હવા વોહ જોહો સોહો-૬
યાર નેદી હમે શરાબ-પીકે હુવે હય હમ ખરાબ,
ચાહો ભલા કહો તુયેબ.-ચાહો બુરા જોહો મોહે-૭

(૫૩)--જલશા સંગ્રહ, રાગ. ધનાશ્રી.--ખ્યાલ.
અબકે સુનાયો બનકે કયેસો,
આઓ તો કોહે કરન તેજાઓ કીનો--અ.
કહા પુછતહો બિર બઢાઇ, અધર છાંડ દુઃખદીનો,
જંતર મારી મોરો મનહર લીનો સદા'મ લીનો,-અ.

(૫૪) –ગજલ. રાગ, ભેરવી, તાલ, દદરા—
અપને મૌલાકી જોગન બની, જોગન બનીરે બી જોગન બની
અપને મૌલાકી અપને ખ્વાજાકી જોગન બનીરે;
મેં અપને દીલકો કીસી બુતકો દીયા ચાહાતા હું.
છોડ ઇસ્લામકી રાહ કુફ્રલીયા ચાહાતા હું.
આપ મુસલમાનો કહો, કયા મેં બુરા ચહાતા હું. અ.
જીસ્સે મીલા હય ખુદા ઉસ્સે મીલના ચાહતા હું, અ.

(૫૫)—નિગાહે ગફ્લત—રાગ, કલ્યાણ-ગઝલ
અયસી જો દિલરૂબા હો તો ફિર નાજ ક્યુ નહ !
મ્હે હુસ્ન દિલ ફરેબ મ્હે અન્દાજ ક્યુ ... —અયસી
જિના હય પારસાઇકા નામ ઇસ્સે ... !
અવાજ મેં મસીહકા એજાજ ક્યું ... !—અયસી
ખુબી કે આસમાનકો નરગીશ તુ માહ ...
હાલ તેરા અય માહ મ્હેદમ સાજ ક્યું ન ... !—અયસી
(૫૬)—દિલેર-દીલશેર—રાગ, સોરઠ. ઠુમરી
અગર મગર મતકર, નાહિં રગર અગર ... —અગર
અરજ બરજ કરત હારી, ગરજ તો હે ... !
નજર મો પર કહર કો ક્યું કરકે, તુ ડરાવે।—અગર.
(૫૭)—ખુને નાહક—
અલબેલેસોં કહેના રે સંદેસા મેરા.
કાહે બીસારે અય પ્યારે, મેહે અ રે ... તોની હમઆસ,ની હારે.
કરો કુછ ધ્યાન લગે, બિહરમાન, હય જાત ... બનીરે
દીન રતીયાં એહા, દીન રતીયા રકત ... અંખીયા.
આગ હય છતીયાં લગતીયાં, નભાવત કોઉ ... બતીયા;
અબતો સજન દીખલાદે દરશન.................હારે
સુલગતા તન મન તજે હમ અનબન.
(૫૮)—અસીરે હિર્સ—રાગ સોરઠ, તાલ, ખેમટા.
અમ્મા મુજે અચ્છીસી ટોપી મંગાદે;
ટોપી મંગાદે ઘોડા દીલાદે જોડ દીનાદે સીલદે.
ગાડીપે લોટુંગા ઘોડેપે બેયઠુંગા હાકુંગા કુચ કુચ હું હું હું;
આહીસ્તા આહીસ્તા આહીસ્તા બસ
થમ થમ થમ થમ, અમ્મા મુજે છોટીસી બદુક લાદે;
બંદુક લાદે ભાલા મંગાદે તીરો કમાન દીલા દે.
તોપો છોડુંગા કીલેકો તોડુગા; ગોલા ચલાઉંગા ધરરરરર ધુડીમ.
ઝટપટ હો, ઝટપટ હો ઝટપટ હો ફયર ધરરર ધુમધુસ. અમ્મા.
(૫૯)—ગઝલે-ફિરોજ, રાગ બેહાગ-ગજલ.
અજબ અશર ગાનેકી સુનતે ગમ રફા હોવે,
એક બારબી રંહેમ કરેજો, ખુદા ખફા હેવે,
હેવાનબી જો સુનતે હો જાતે હોગને હએ આશક.
જો બેવફાસંગ દીલ હો ન ઓમી વફા હોવે,...અજબ.
હએ કીસીવો અમ મતી કુને આરામકી;

શરાબ બેહોશ્વે હમે જીસ્સે દરદો દફા હોવે.—અજબ.
શીરપે ગીરા અફલાક તો પલબા મીશાલ લગે,
આરમહએ એજીનામે જોલાએ જહ્ના હોવે.—અજબ.
ફીરોજ કે અજીજો ગાતે રહો સુબો સામ,
ખુશ હો ઇલાહી તુમપે દોનો જાંહા નફા હોવે.—અજબ.
(૬૦)-જલસા સગ્રહ—રાગ, ખમાચ, અસવારી.
અબ મએ કએસે આઉં, રાજહો તેહારે પાસ, અબમે૰
પાએલ મોરી બાજની મહેણુબાં રખાવે,
દુજો હએ બેરીકો નસ. અબમે૰
(૬૧)-જલસા સંગ્રહ—રાગ-સીંધ કાફી—ઠુમરી.
અલબેલે સૈયાં હમસે કરો ના પ્રીત૦—અલબેલે૰
ઔરનકે સંગ હમ્રત બોલત હો!
દેખી તિહારી પ્રીત લાગે, સૈયાં હંમસે ન કરો ના પ્રીત૦—અલબેલે૰

(ભાષણ)—લાચીયા અમલદાર-ગ્રેનોફોન રેકાર્ડ,

(સાહેબ!!! પાછળની પોળમાં લ્હાય લાગી છે. માટે બંબો મોકલાવા જલદી મહેરબાની કરો! પહેલી પેળની ગલી અંદરથી પડાવી અને રસ્તો મોટો કરાવો ત્યારે ત્યાં બંબો આવી. શકશે? પણ સાહેબ! તે ગલીમાંતો બાર બંબા સાથે જાય એટલી જગ્યા છે. માબાપ અને જો અમે ગલી પડાવીએ અને મકાનો પડાવી એતો લ્હાય વધી જાય, અમે તે ઇહાં ગલીપડાવી એક લ્હાય ઓલવવા જઇએ? ડેમફુલ તમે બેવકુફ માણુસ જેવા છો મારી મતલબને બીલકુલ સમજતા નથી ને લમણાઝીક ખાલી મારી સાથે કરો છો. શું શમઝયા! કાંતો ગલી પડાવીને રસ્તો મોટો કરાવો નહીં, તો કાંઇ નૈવેદ ધરાવો!!સાહેબ નૈવેદ! હા નૈવેદ! કયાં દેવને, બંબા દેવને, કયા દેવનેતે-ત્યારે લ્યો. હા ત્યારે જાઓ તમે, હું તમારી પાછળ બંબો મોકલાવું છું. હા. હા હા હા હા હા. જ્યારથી મ્યુનીસીપાલીટીમાં દાખલ થયા છીએ ત્યારથી તો લીલા લહેર છે, કારણ કે કોઇ દહાડો ખીસું ખાલી હોયજ નહીં. કેમ! જોયુ! હે! એમ ત્યારે સરકાર આપણો બાપ છે, ને મ્યુનીસીપાલીટી આપણી મા છે, જ્યારથી મ્યુનીસીપાલીટીમાં દાખલ થયા છીયે ત્યારથી કોઇ વાતની કમીના છે, જ નહી! કારણ કે આવું રોજ તે રોજ હોય, કાંતો કોઇની મોરી ગંધાતી હોય કાંતો કોઇનું જાજરૂ સાફ ન હોય. કાંતો કોઇનો કચરો હોય અને કાંતો કોઇએ એઠવાડ ઢોળ્યો હોય, નહી તો છેવટે અઠવાડીયામાં

કોઇ લત્તામાં લ્હાવ તો લાગે ભાગે ને લાગેજ, કશું ન મળે તો સાંજના વાઘરીઓ પાસેથી દાતણ લેવાનું પણ ચુકતાજ નથીજ)

(૬૨)—અમલદાર ગંગાજળ જેવો હુ ચોખ્ખો ધું ચટ;
ના આપે તેનું ના લઇએ એવા ભોળા ભટ્ટ,
કેને રડાવી કેને દુભાવી કેને સમજાવી કેને ફેંજાવી ભરૂં ખજાનાફટ
પહેલાં નાણા પછી વાત, નહિ નાત! કે જાત;
વળી દીવસ કે રાત. ભરૂં પેટ ભલીભાત
એવી શાસ્ત્રી આવાની લટપટ—અમલદાર

|આ| |આ|

(૬૩)—શ્રીરામચન્દ્રનેવનવાસ જતી વખતે કૌશલ્યાએ રોકાવા કહેલું
—રાગ ભજન—
આજ રહો મોરે પ્યારે રઘુવર, આજ રહો મોરે પ્યારે. રઘુ.
જો તુમકો બનવાસ દીયો હે, કરીએ ગમન સકાલેરે; રઘુ.
રઘુવર કહે સુનો મેરી જનનિ યહ વ્રતનિયમ હમારે;
અબ ન રહું ઘર માત કૌસલ્યા, દશરથ બાચા હારેરે—રઘુ.
સિતા સહિત સૌમિત્રા નંદન, ભયે કુટુંબસે ન્યારે;
તુલસીદાસ પ્રભુ દુર ગમન કિયો, નયન વહે જલધારેરે—રઘુ.

(૬૪)—મોહજીત—
આ વિશ્વરૂપ વનવાડીની શોભા, સુઘડ સતિયો થકી;
જનરૂપ જુજના પુષ્પની, ખુશબો ખરે તેમાં ટકી...આ.
સુખદ આ સંસારમાં, દુનીયા તણા વ્યવહારમાં;
ભરથારને બ્રહ્માંડમાં દેનાર, સુખ તો છે સતી...આ.

(૬૫)—સ્નેહ સરિતા—રાગ-કોરસ.
આજે ઉત્થાપન કરીએ, મંડળ પાણીચું લઇએ,
મહિલાનો ઝુંડો ધરીએ, પાઘડીનો વળ ફેરવીએ,...આજે.
નિષેધક મોઢાં કાળાં "બૉયકૉટ" કરો ના બાળા,
બસ, વેલકમ, સૌ સુધારા, બસ, વેલકમ, સૌ સુધારા,...આજે.

(૬૬)—સરોજની—
આવો અલબેલાજી અંતરમાં બીરાજી...બળતી ઠારો...
મારો દોષ કંઇ, અવગુણ, નહિ ઉર ધારો, બળતી ઠારો—આવો!
હાં! તમારો તોર તુટયો, ભૂલી માફી આપશો! ડાબા ડમરા ભુલી જાશો.
(ના. ના. ના.) (નહિ તો જો જો પછી ટટળી પડશે ઠેંઠણે. ઠે!)
(પછી વાગશે ખપુડો પાછળ પેં પેં પેં) ફરમવો હુકમ ફરમાન.
બેસી જા! ઉભી ચાલ ઉભી થા બેસી ચાલ!
ભુલી કે! થપડ માર, અરે વ્હારે તારો પ્યાર......આવો.

(૬૭)—સરોજની—

આ મન ઉપવનના માલી. લ્યો સુમનની માળા, સ્વિકારી
માળા કરમાળા ધારી, ધારી, કીધી ઉપકારી
નવ પલ્લવ આ તન વેલી, મમ હૃદય સંગ બળગેલી,
પ્રિતિ પીયુષથી નવલ સિંચેલી, લેજો સ્નેહે સંભાળી...આ.

(૬૮)—બોલતો કાગળ—

આશક ખડબુચ્યા જોતા મશુકનો પુર કલામ.
ચાહે રાંડે કે માંડે શું, અમને તેથી કામ
જાણે ધરડી ઘોડી ને પહેરાવી લાલ લગામ.
જોડી જુગતી છે એવી, જોવા મળશે નામ
હા, હા હા હા હા હા—હા હા હા હા હા,
વર લોભ ધરે કન્યાનો જમરાને માગે જાન
ઘોડાને બદલે ખાધો, ગાતાને બદલે ગાયુ
અહીં માંડવલો મંડાયો, ત્યાં કાષ્ટ ગયા સમશાન
ચોરીને બદલે ચોકો, તે શંખબોલે ભલે ગામ
હા, હા હા હા હા હા હા—હા હા હા હા,

(૬૯)—સત્યનારાયન—

આજ કાલ પાપી રહ્યા જગ વ્હાલી, ભગ્ન ભાગી અને ખીસ્સે ખાલી—આ.
ધરમીને ધાડ અને કુશગ કલાહન, આપે મ્હારો વનમાળી—આ.
ભુંડાથી ભાઇઓ ભુત પણ નાશે, નાચાના ઝુંડે સઉ ડાળીરે—આ.
ભક્તોને ભીડ તીડ, ઉલ્લાસ ઠગોને, દોરંગી દુન્યા નીહાળી—આ.
ધરનાને ધંટી ઉં—મંટી ખાવાને, બળતાને નાખે સઉ બાળીરે—આ.

(૭૦)—કુશમાવતી—

આતો હીસ્ટીયા કળાય, વાયુ ગોળો છે ભળાય,
ચાલ ડીસ્પેન્સરીમાંય સધારીએ.
ચોટા વિક્ટોરીયા માંહ્ય, ડાક્ટર ભક્તાને ત્યાંય......ચાલ.
અરે, અરરરર હાય. કંપ કંપ થાય છે,
ખમા ખમા ડીયરજાન તને શું થાય છે.
અરે અરરરર હાય, મારો જીવ જાય છે.
મારા કલેજાના ટુકડા, તને શું થાય છે.
કાળી જીરી બે વાલ, ગળો લીમડાની છાલ,
પાઉં કાવો કરી ચાલ્ય માંહી થે ટુંક ઝેર ઉમેરીએ...ચાલ.
જાય કોલેરાનો રોગ, મળે માલતિનો ભોગ.
આવે દીવાળીનો જોગ, લગ્ન અશ્વનીકુમાર ચાલીયે;
અરે, અરરરર............અવે હાય.

(૭૧)—સ્નેહ સુધા—

આનંદ આજે છાયે સકળ સ્થળ, ગાતાં પ્રભુ ગુણ પુર્ણ ઉમંગ ધરી.
અકળ અગમકૃતિ રતી અતી રસ ભરી, જગત સકળમહિં રહી વીસતરી.
કર્તા હર્તા જગના, ફળવતી સહુ તુજ રચના,
તારા આધારે સહુકો ચાલે સુખે મ્હાલે
હે જગ નાયક ! શ્રીવર દાયક ! સહાય કરજો ! વિઘ્ન હરજો !—આનંદ.

(૭૨)—સ્નેહસુધા—(ભજન)

આ જગમાંહિ જન્મ ધરીને જન જે સુકૃત કરે;
અભયવર ત્રિશ્વ મદીએ વરે; સહજમાં ભવ સિંધુથી તરે. આ૦
વિષમ વિષનું પાન કરે તો કહો, જીવે કે મરે !
" કરણી તેવી પાર ઉતરણી, ન્યાય નજર પર તરે.
પાપીઆ ફૂટ ફૂટ થઇને મરે; અંતમાં દુઃખી થઇને મરે.
ધર્મીનું ધ્યાન પ્રભુ પણ ધરે આ૦

(૭૩)—બુદ્ધદેવ—

આવો પ્રીતે પુંજુંપા...પ, પ્યારા પતિ;
તવ સ્નેહ તણી પુજા...પ, સ્વીકારૂં સતિ.
દેવિ કુસમે, કાન્ત, વધાવું, અંતરના હિંડોળે ઝુલાવું;
પછી પધરાવું મન મંદિર ભગવા...ન, પ્યારા—તવસ્નેહ.
રાણી છો ગુણનીખાણ, વ્હાલા તમ મીઠી વાણ;
પ્રિતે આપું સન્માન...ન, પ્યારા પતિ...તવ સ્નેહ.

(૭૪)—મોહિની ચંદ્ર—

આવા નામના કુબાકુ પુત્ર નામના, હોય કોડો કદી નોય શા કામના;
એતો ધાડ પાડુ જનક ધન ધામના, છેદે જનુની જોબનના કામના,
અસંખ્ય તારા આભમાં ઉગ્યા નાવે કામ;
એકજ ઇંદુ જગતનુ ટાળે તિમીર તમામ;
તેમ કુટીલ કરોડ પુત પાકયા ના છે કામ;
કુળ ઉજાળણ હાર છે, એક સપુત ગુણવાન.

(૭૫)—મોહિની ચંદ્ર—

આવશે પ્યારી આવશે પ્યારી આવશેરે
અહો હો હો, મારી હૃદય મણી પદ્મણિ પધારશેરે
હીરા મંગાવું કે મોતી મંગાવું, પ્યારીનું મન શું માનશેરે.
ગાળા મંગાવું કે ગજરા ગુંથાવું સુંદરીને શું ફાવશેરે
ચંબેલી લાવું કે હીનો મંગાવું, રસીલાં શાથી રાચશેરે,
લાડુ મંગાવું કે ઘેબર મંગાવું, મોહિનીને શું ભાવશેરે,

(૭૬)—ભાગવત—ગીતા—

આ કમલ પાંખડી તુલ્ય વાંકડી આંખડી ચિતરી ખરી
પણ કીકી ફરતી અજબ પળપળ કયમબતાવું ચિતરી.
આ વદન હસ્તુ વ્હાલી નું, આવ્યું બરાબર ઉતરી,
પણ કોકીલ કંઠ છે, તે કયમ બતાવું ચિતરી,
આ પદ કમળ આવ્યા બરાબરા અંગ ને પુરઘુઘરી
પણ હંસકેરી ચાલ છે. તે કયમ બતાવું ચિતરી
આખુ બરાબર અંગએ નજરે રહયું તુરે તરી.
પણ મ્હેકતું ડોલર રૂપું, તે કયમ બતાવું ચિતરી,

(૭૭)—સ્નેહસુધા—

આવ્યું જોબનિયું આવું શા માટે મસતાન?
હું દિવાનીબની, દીવાની બની........આવ્યું.
મીઠું રશીલું દર્દ, મુજને કંપ થાય છે.
દર્દે દુઃખાઇ મારૂં મનડું મુંઝાય છે,
શું કરૂં ઉપાય ના મારાથી શમજાય છે......હું૦
એળે જુવાની મારી ચાલી આ જાય છે,
જોબન વનમાળી વીના ખીલી કરમાય છે,
લક્ષે ના લેવાય સ્નેહ શાગર સુકાય......હું૦

(૭૮)—લલિત મુગ્ધા—

આવો મનમોહન આ ચોત્રન, બગીચો બતાવું.
બગીચો. બતાવું મોહન પુષ્પે વધાવું
પ્રેમની ધ્વની લગાવું હે, પ્રેમની અલખ જગાવું—મન
આમ્રથી મીઠા ફળ મોહન ચખાડુ.
પ્રેમની ભૂરકી લગાડુ, હે નેહને નયને નચાડું—મન૦
શેતુરથી મીઠાં ફળ વ્હાલાધરાવું
અધર રશ પાન પીવાડું, હે અધર રસ પાન ચવાડું,
હૃદય સરોવર ની શીતળ પાળે
પ્રિતીને પંખે પોઢાડું—હે પ્રેમ જળ છાંટી જગાડું—મન

(૭૯)—લલિત-મુગ્ધા— રાગ-કોરસ

આઇ એમ કમીંગ, આઇ એમ કમીંગ, મેડ મધર આઇ એમ કમીંગ.
ગોઅવે યુ ડેમમધર, ગોયુ ઓફ હાય સ્ટેર બ્રધર,
નોટ યુ સ્પીક, નોટ મીટમ-નો યુ શેઇમ, ઓફ, ઓફ, ઓફ.

(૮૦)—કબિર-વિજય— રાગ, ભજન.

આવો, આવે સમયે અમોને ઉગારવા ખિરાધાઇ,
સાહે કરો શહુ જોતાં રામ રઘુરાઇ.

મતી ગતી મુંઝાણી છે પ્રભુ વેગે પહોંચો પ્યારા,
ભુજંગને આપો ભાવે, જીવત દયાળુ દાતા.
ગાયા નહિ જાયે ગુણો ત્રણે ભુવનોના ત્રાતા,
જોયા નહિ આપ જેવા, જગમાં જોરાતા--આવો૦
તાર્યાં આપે તંતે ભકતો, જુવો અહલ્યાબાઇ જેવા,
આનંદે આરાધે છે દાડી, દેવો કેવા-કેવા.
વેદોમાં વિખ્યાતી વ્હાલા, સૂણી કરે સર્વ સેવા.
કબિરનાં કષ્ટ કાપો લાખેણી, સુ કિરતી લેવા—આવો૦

(૮૧)—સુકન્યા-સાવિત્રી—

આવો આવો હું લેવરાવું લ્હાવો; આ મારા સંસારનો,
થયો અજે અનુભવ ભવપારનો.
તમારાં વિના વ્હાલું નથી કોઇ મારે, તે માટે કરું પુંજા તમારી પેજારે.
આતે બાયડી કે શાયડી-(શાયડી ! શાયડી ! શાયડી !)
દીઠો માલ શું ? મફતીયો બજારનો, આ મારા સંસારનો-આવો.

(૮૨)—સુકન્યા-સાવિત્રી—

આરામની સુખધામની, પ્રીયા તું પ્રતિમા પ્રેમની,
મમતાપ ઊરના હાર નારી, તું શિતળ ધારા બની.
માળા જપું તમ નામની (૨) નથી ઇચ્છા દામ દમામની,
ચિત્ત ચાહુ શેરા શ્યામની..................
.........સાચી તું ભગવતી ભામિની—આરામની.

(૮૩)—શીયળવતી—

આ તન મન ધન ને હાથ, કરી કર્યાં જશો મનમોહન,
નહિં અલબેલા અલગ થવા દઉં, રહેશો મુજ ભોવન—આ૦
કૃપા કરીને મ્હેલ પધારો, રાત ગુજારો પ્રાણજીવન.
મુલાકાત મુજ નાત તણી લ્યો, રૂડે ઉગમતે દિન—આ૦
હાલ તમારે મ્હેલ આવવું, જરા રૂચે નહિં મારે મન,
દયા કરી દયો રજા મુને હે, સુંદર તન ચંદન—આ૦

(૮૪)—નિલમ પ્રમિલા—

આવો આવોને સુંદરી સુલક્ષણી, સ્નેહી સાચો સ્નેહીસાચો સ્નેહ છે,
પાતળીયા પિયુ પ્રિતમ પ્રાણ નિર્મળ ન્યારો નેહ ન્યારો નેહ છે.
પ્રેમ પઢાવીઓ સ્નેહ સુધારીયો આનંદ આપિયો આ...આ૦
પ્રીતીનુ ગોરસ સરસથી સરસ સારંગ નયની પીશ તારું પીશ. આ૦
છેલ છોગાળા છોરઢીયાળા રૂડા રાજ રિશીકલાલ હા.
ચંપક વરણી સુખદ કરણી-દુઃખદ હરણી. આ......આવોને.

(૮૫)—સુધન્વા—

આવો સખી આર્ય ભૂમિ માતાનું મંગળ ગાઓ. હાં.
અંતરની ઉર્મીના અબીલ ને ગુલાલ છાઓ.
છે વરદારી શ્રીકર નારી રમ્ય રસાળી.
વિશ્વ નિવાસીની વિષ્ણુ વિલાસની.
વિઘ્ન વિનાસીના જય જય માત.

(૮૬)—સગતના ફળ—

આવો અમારા અંતરના મહેમાન, તમ પગલા અમ ઘરમાં.
થયાં આજે કરૂ રાજી મારા મેહરબાન—આવો.
પાચે પકવાને ભરીથાળી ગમતી મનની પિરશું તમને
ખરાં મીઠાં, ખાટા તીખાં જે રૂચે તમને.
ભાવતાં જમજો રસ ભોજનને સહુ આજે સુખ કાજે.

(૮૭)—સંગતના ફળ—

આજ બુલબુલની વાણિ આ અજબ મીઠી લાગે કાં—
ટહુકારે ગજબ શાયુમાર છાતીમાં વાગે કાં—
કર્ણ અમૃત પિયે એનું શીતળતા અંગમાં લાગે
વધે મન મોહની મૂર્છા એ પ્યારી લાગી કાં—
કદી રમતી હતી એથી, કદી હસતી હતી એથી,
અગોચર વર્ણીના ભાવે ભરી એ આજ લાગે કાં, !

(૮૮)—દેવકન્યા—

આવો કરો હાથ મેળાવો લઇ એ પરણ્યાનો લ્હાવો
અડીક્ષમાં એ પડશે અંતરાય—જુવો તો લગનમાં કેવી મોકાણ !
......ખાટી ગવાતી એ ફાસ—આવો.
લગનથી સુખી સંસાર લગનથી જગત વહેવાર
ભલાં ઘરબાર પ્યારા ભરથાર !—મારાતો પ્રણામ હજાર—આવો

(૮૯)—સ્નેહ—સરિતા—

આનંદે ઊછળતાં માહારશે દિન આજ સુખસાર ભાયા.
સુંદરીને સ્વામી, શો ભાવનાનાં—આનંદે૦
હર્ષ ભર્યાં છે દિલ હમારાં, મોક્ષ ગિરિનાં દર્શન પ્યારાં.
છે અણમૂલાં એ સુખ ન્યારાં, ભિર આ મલકાય વ્હાલા.
પ્રાણથી છો પ્યારાં, મોક્ષ લ્હાણાં—આનંદે.

(૯૦)—પવિત્ર લક્ષ્મી—

આવે સમજરે જામાન મિત્ર વિના કોણ થાયરે,
વ્હાલા વિના કોણ થાયરે..............આવે

સલામ મિત્ર સૌમળેરે, તાળી મિત્ર અનેક
ભીડ ભંજન કોઇ વિરલા. હોય સો લાખનમાં એકરે—આવે
મુખ મીઠાં કપટી હૃદયના. લેખું લાખ કરોડ
સંકટમાં શીશ અરપે એવા, જગમાં ન મળે જોડરે—આવે

(૯૧)—સુરદાસ —

આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં
શાન્તિ પામ્યું છે મન માહરૂંરે આજે—આ તારા.
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી.
ધન્ય ગુરૂ ચિન્તામણી ધારૂંરે, આજે—આ તારાં.
ભક્તિ ભગવાન કેરી કરતા હમેશાંજી
થવ તું ત્વરાએ શુભ તારૂંરે શાણા—આ તારાં

(૯૨)—શુક્ર જયંતિ—

આર્ય ઉન્નતિ થાય કયાંથી જ્યાં આવાં અઘટીત કર્મો થાય,
માખણ માટે નિર વલોવે, કંચન તજી કોઠીને સ્હાય
એક ટકાની હોય તોલડી, તોય તપાસે સઘળે ઠામ,
ખુબ ટકોરા ખખડાવીને, પુરણ પર્ખી ખરચે દામ,
કન્યાના જીવતરનો સાથી, વર જોતાં આંધળીયા થાય,—
હુન્નર કરવે રાખે આળસ, અભિમાને અંધા અથડાય
જુઠા ઢોળ દમામ રાખીને, પાઇ પાઇ માટે અટવાય,
સુખદ સરોવર ગાય દીકરી, સ્વાર્થ સાધવા વેચીખાય—

(૯૩)—અદલ ઇનશાફ—

આવો લટકાળી નાર. કરો હેડાણી પ્યાર,
આપો પહેલું કમીશન મારૂં;
નારીના વેશે નખરેથી લોભાવી, કેવો લીધો મેં ખચ્ચરને ફસાવી,
જરા મુખડું બતાવો તમારૂં, ઉંહ, ના, ના. ના,
બસ ખોલો ઘુંઘટ આવ આતુરને ભેટ,
કેવો હંબગ છીટ, છીટ, આઊટ ઓફ, એટી કેટ.
વા, વાઆ, હા, હા, ભુલ્યો, ચુકયો, લ્યો આ ઝુકયો,
પુરો ગમાર, આપો પહેલું કમીશન મારૂં.

(૯૪)—વસુંધરા-ઉર્ફે-બેધારી, તલવાર—

આલી સખી અબોલડા નવ લઇએ
માનુંની ન માન મહીં મરડઇએ—આલી.
પાઠ કરી પડદો રાખે પણ-નખરાં કેમ છુપાવે (૩)
અંતરના ઉભરાતે એમજ ઊડી આગળ આવે
ના નૃત્ય કરે આ નેણે—અલી કહે તને મુંઝવી કેણે.

જાણ્યું જાણ્યું જાણ્યું જાણ્યું–કહે જાણી જણાવે
રહે અજાણ્યું ન કંઇએ—આલી

(૯૫)—**માયા મોહિની.**—

આવી લગની લાલ લગાવી, લક્ષના ભૂલી ના જશો.
મારા છેલ છબિલા, રશરંગ ભિના, મુકટ મણી ભરથાર, નગીના
........લગની

ગુણવંતી ગંભીર નારી, પ્રેમ દેવી તારનારી,
શાંતિ તારી સુખ કરનારી—કાંતિ તારી દુઃખ દમ નારી.
તું માલિક છે આતનની...........આવી.

(૯૬)—**નંદબત્રીસી**—

આ સ્વપ્ના સમ સંસાર સમજી લ્યોને શાણા,
દુર્લભ માનવ અવતાર, અવની મંહી ઓરાણા,
બાળપણું રમતા ગુમાવે, જુવાનીમાં લંપટપણું ભાવે;
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ રટે નહિ કીરતારરે,
મરણ શ્વાસ જવ ચાલુ થાયે કૃત્ય કુંડા નજરે ઉભરાએ;
પીડાય ભારે, ડરતાય પાપી તારે, આંસુ વહે ચોધારરે.

(૯૭)—**મીસ, ગૌહરજાન**—રાગ, જીલ્લા, તાલ. દાદરા,

આનબાન જીયા મૈં લાગી, પ્યારી ચિત ક્યોં દીયા, આનઝસી કૈસી-સાં.
પડન લાગી છબકે પૈયા, બોલો મેહરબાન સૈંયા.
તુમ બીન મોહે કલ, ન પડે તુમરે કારન જાગી—આનબાન જીયા મૈં.

(૯૮)—**મીસ, ગૌહરજાન**. રાગ—મલાર તાલ, ત્રિતાલ—

આયે ગરજત બાદરવા સુણ પાયે—આયે ગરજત,
રૂમઝુમ કહું મો ન સુખ પાયે,—આયે ગરજત.

(૯૯)—**મીસ મલકાજાન**. રાગ, ઝીંઝોટી, તાલ, ત્રીતાલ.

આ. ઓંગલે લગજાઓ મે વારી સૈયાં, ફુલન શેજ બિછાઇ સો મોરે સયાં,
તુમ બીન મેંકા જીવ ધબરાવત હે, અબ કાહે જીયા તરસાવત હો,
મોરે સૈંયા—આઓ.

(૧૦૦)—**મીસ, મલકાજાન**. રાગ, પીલુ, કહારવા—તાલ લાવની—

આવોજી આવો કૃષ્ણ પ્રાનકે જલાને વાલે,
અલખ હો અવીનાશી શ્રીપુર કૈસે હો બાસી.
અખિલ મંડ હૈ બ્રહ્માંડ કે બનાલે વાલે;
સંતકો પીર જુઠો કીનો પિત્તરશે નિરાદાર કીનો.
બસુદેવ દેવકીજીકો દુઃખસે છુડાને વાલે,
ગૌતમકી તિરિયા તારી પરાગકી ભોલી ભાલી,
આજ મિલે—પાપી જમ દંડસે છુડાને વાલે.

રૂખ મુખ શખન વાલે દશરથકે દુલારે,
તાડીકા વ્યાઘ્ર મારે ગર્દમેં, મિલાને વાલે—આવોજી.

(૧૦૧)—પ્યારા સાહેબ—રાગ, સીંધુ, ભેરવી. તાલ, દાદરા.

આજ મૈં લરૂંગી સૈંયા, અપને પીયાકો જાને ન દુંગી આજ મૈ લ.
ઇતની બિનતી મોરી માન લે સૈંયા, તાબે જીંદગી મૈ તાબેદાર.
હો રહુંગી સૈંયાં—આજ મૈં લરૂંગી સૈંયા.

(૧૦૨)—શ્રીયુત-મણીકાન્તની-મણીકાન્ત કાવ્ય માળામાંથી,

"ધનવાન અભિમાની સગાઓને ઠપકો"

રાગ, ગઝલ, સોરઠી.

આવ્યા તમારે આંગણે આવો ભલે કે'તા નથી,
કરિયે પ્રમાણ સલામ પણ કૈં લક્ષમાં લેતા નથી !
કહો શેઠ કુશળ ક્ષેમ છે ! તમ બાળ બચ્ચાં કેમ છે ?
આ રંકનાપર રેમ છે ! ઉત્તર અરે દેતા નથી !
નવ બેસવા આસન કરો, નવપાન સોપારી ધરો;
અવલોકતાં અવળા ફરો, સ્હામું જરા જોતા નથી !
જળ પાત્ર નિજ હાથે ભરી, પ્હેલાં તમો સ્હામે ધરી;
વિવેકની દૃષ્ટી કરી, પાતા અગર પીતા નથી !
જળપાન વણ કહેવે કર્યું, અંતર અમારૂં હા ! બળ્યું !
ના ધ્યાનમાં આપે ધર્યું, નરમાશમાં ન્હાતા નથી !
કૈં વાત કરિયે જો અમે, પણ સાંભળો ના તે તમે;
ના બોલવું તમને ગમે, કિરતારથી બ્હીતા નથી !
દુઃખ વાત તમ પાસે કહે, ના રે'મ તમ હૃદયે રહે;
અમ આંખથી આંસુ વહે, તે આંસુએ લ્હોતા નથી !
ધનહિણ શું હલકા અમે ! ધનવાન તે ભારે તમે !
તમને સદા ચહિયે અમે, અમને તમે ચ્હાતા નથી !
અંધા બનો અભિમાનમાં, ના વાત લ્યો કૈં ધ્યાનમાં,
છેવટ જવું શ્મસાનમાં, પણ ગર્વને તજતા નથી !
છે, રંક રાજા હારમાં, કિરતારનાં દરબારમાં;
કો ઊંચ નીચો-ધારમાં, જુદું અમે ગાતા નથી !

(૧૦૩)—ખુનેનાહક—

આજ તોરા સૈયાં મંદીરવાલે, એહે પીયારી ભાગ જાગે—
સોહાગ રાગ જાગે—તોરા.
વારવાર હું નીસાર, જાન દુંગી વારવાર, ફીર હમકો તુમ જાગી ભુલ,
તુમ નેક ગુલ જાઓગી ફુલ વાહ ! વાહ વાહ વાહ, ફાગ લઇએ—તોરા.

(૧૦૪)—તબદીલે કીસ્મત—

આગ તનમન લાગી કયસે બુઝાઉં—
કયા બનાઊં કયા સુનાઊં, કલ પાઉં, જીએ જાઉં.
ઓ. કીસકો. દીખલાઉં—આગ૦
હાય ગઇ મયહાર, પાસ નહિ વો યાર, હાતા કયસે રહું મનમાર
કંઇ બીના મય કામીની રોઉં—કયસી કરૂં કરતાર
આઓ જલદી ઓ પ્યારે, ઓ પ્યારે, જરી સુખ પાઉં,
મય તુજ પે બલ જાઉં—આગ૦

(૧૦૫)—તબદિલે-કીસમત—

આઓ આઓરે મોરે પ્રેમકી ફાસી ડારી.
મત વારી કરદારી મોહે દીલસે બીસારી
મોરે નએન કટારી મારી ભારી—આઓ૦
તુમરે દરસબીના તડપડ નીશદીન, હમે ના સતાઓ
નહી ચયેન હએ તુમ બીન, તન મન ધન વારૂં હાં,
બવસલ કયું કે મુબદદીલ હો હીજ કે અઇયાંમ
મગર ખુદાઇ એ બીગડે હુએ સંવારે દીન
કબ ઉસ્સે હોગી મુલાકાત એ મએં પુછું હું
જરા તું દેખ તુંજામી મેરી સીતારે, દીન હાં. હાં હાં હાં હાં—આઓ૦

(૧૦૬)—દિલેર-દીલશેર—રાગ. ભયરવી–તિરાના.

આજ હય સારી બાત ન્યારી !
રહી નયાદ મેરી પ્યારી, ખ્વારી જારી,
થા જો માન જાન, મેરી આન બાન,
આજ રહી વ્હો નહી તમામ દિલદારી, ગમ ખ્વારી—આજ
ઘાયલ, બિસ્મિલ હૂં મયઁ ગાફિલ,
તેરે ગમમેં તાર તાર પયરહન જાર પુર મુહન,
હુઇ હય વાર બે કરી, બે દારી, બે જારી—આજ.

(૧૦૭)—અસીરે હીર્સ—

આવો આવો છયલા મદવા પીલાઉં
ચય નન પાવે જીયા મોરે પ્યારે, પીયા
મોહે મનમેં બીઠાઉં બલબલ જાઉં સજન બનાઉં—
નયકા વીના હય નેક કરીના—ચારદીન હય જમાને મે જીના—
સચી બાત તેહો બતાઊં—
આબે નાબભી સાફ હએ શીશા પ્યાલા સાફ.
મય નીરમલ સાકી બનુ, પીને વાલ સાફ, આજાઓ. આજાઓ.
આજાઓ. હાં—

(૧૦૮)—જલસા સંગ્રહ—રાગ. ભૈરવી-ગજલ.
આશક તમામ દરપે તેરે હય ખરે હુએ,
લીએ ન કદ જાં સર બકફ અપને ધરે હુએ,—૧
તારીફ હુસ્નો નેકી સુનનેકુ અએ સનમ,
ઊઠ બૈઠને હય કબરોંસે મુરદે પરે હુએ,—૨
કયું પેચો તાબ કરતે હો હમકુ ગરીબ જાન,
આલમકે પેચ ઝુલફોમેં હય અરે હુએ—૩
ચલતા હય દોર ગુલ ગુંકા દીન રાત બાહોબ,
સરોં શીકાર તે હો હમસે ફીરે હુએ—૪
સાબર હો માહે દીનકો ઓર સબકુ આફતાબ,
ચલતે નહી ફલકવે તુજ સે ડરે હુએ.—૫

(૧૦૯)—જલસા સંગ્રહ—રાગ, કલ્યાણ. રેખતો.
આહમકે શરકો જો દમ ગયા સો ફીર ના ફીરા,
જારી દન ચસ્મસે જો નમ ગયા સો ફીર ના ફીરા.—૧
લગાઇ કરતે ચહેરેપર દોનો જુલફો શિહા,
ગુલે રૂખ શાર કામો સમ ગયા સો ફીરના ફીરા,—૨
અજબ હે જંગલ મુસતર પે મુજકુ હેરતહે,
જાંહાંસે જો કોઇ હમદમ ગયા સો ફીરના ફીરા,—૩
ઊદાસ હોકે સનમ શુબહો કુ ચલા અફસોસ,
બાહાર રોનેકે સબનમ ગયા સો ફીરના ફીરા,—૪
ગરૂરી મત કર તુંજ હોશ્નાપે અએ માહેલકા,
અજલકી સામને રૂસતમ ગયા સો ફીરના ફીરા—૫

(૧૧૦)—દાગે હસરત—
આવો મીયાં બાંકે મય ચમ્પી બનાઊં, ચમ્પી બનાઊ મય પાંઊ દબાઊ.
ગરમા ગરમ ચમ્પી રહે, નરમા નરમ ચમ્પી,
બકરા હજમ ચમ્પી રહે, મુરગી ભસમ ચમ્પી;
જયશા છેલા મય બના હું વયશી ચમ્પી બનાઊ.
શેઠ ગડબડ ગર કુછ કરે ગરદન એ ઉન્કી દબાઊ,
ગલા મરોડ ચમ્પી રહે ખોપરી ફોડ ચમ્પી;
પસ્લીતોડ ચમ્પી રહે ખુંની ચોર ચમ્પી.

૧૧૧)—ખુરશીદે ઝરનીગર—
આલમમેં હય ખુબી સારી પયસેકી,બાબામાઇ બેટા જોરૂ પ્યારી પયસેકી,
ઇજ્ઞતદારી ઇજ્જતદારી પયસેકી, જહાં દેખો વહાં મારામારી પયસેકી.
પયસે લાના, જયસે પાના દુઃખ ઉઠાના સુખ ઉઠાના,
સર કટાના જીસે જાના, તબહો આના પયસેકા.

કસૈસાં ખારી ઓ લાચારી, ખીદમતગારી, તાબેદારી,
સબ્બે-મક્કાકારીએ કમાના પયશેકા.
અદના આલા, બનીઆ લાલા, જચ્ચા વાલા, દેખા ભાલા, સબકો વાલા,
ઓ દીવાના પયશેકા, છોટા મોટા ચચ્ચા ગોટા, શાલુ ગોટા,
થાલી લોટા, કુંડા શોટા ખાના, ખાના પયશેકા.

## (૧૧૨)—મીસ કાલી જાન—ધી ડીકસ રેકર્ડ, સોંગ બુક.

રાગ. ગજલ. પંજાબી.

ઈલાહી કયો કરે જખ્તે મહોબત હમતે મરતે હૈં.
કે નાલે તીર બન બન કર કલેજે મેં ઉતરતે હે.
જફાપર જાન દેતે હૈં સિતમપર તેરે મરતે હૈં,
યેના કામે મોહબત સચતો યો હૈં કામ કરતે હૈં.

## (૧૧૩)—ગઝલે-હસરત—ધી ડીકસ રેકર્ડસોંગ બુક

રાગ, ગજલ, કવ્વાલી.

ઇલાહી આબરૂ રખીયો મેરે પાઉં કે છાલોંકી.
ખીદી જાતી હે નોકે ખારપર આંખે ગજાલોંકી;
દિલ અપના મુંત સીર ચાહત મે હય ઉન જુલ્ફ વાલોકી,
ગજબ હે ગુલશને, હસ્તી તબીયત મેં મલાલોંકી;
તુ મ્હેં કરતે હેં કાયલ યા ખતા મેરી બતાતે હેં;
હમેંભી દેખની હે મુનસફી ઇનસાફ વાલોકી;
તેરે દરકે ગદા કમલીપે અપની ફ્રક્ર કરતે હૈં,
ન હસરત ઉનકો સાલાંકી ન. ખુવાહીશ હય દુશાલોંકી

## (૧૧૪)—મીઠા જહર—

ઇન દુકાનદારોકા ખુદા ભલા કરે
જીનકે જરીયે હાલ યારાં કી ગલા કરે
પયહરન કિરાએપર હમે યુંહી મીલા કરે
ઘરમેં ખાક હો ન હો નવાબ બરમલા બને
સલમા ઔર જરીટકી બરાય નામહય
યે ફરે બકે હય હાંને ઔર યે દામહય
ઇધર કતર ઉધર કતર ખતર વતરસે દરગુજર
કે હમપે યે હુનર તમાંમ હય
યે આન બનિ શાંન હય કમંદ બાકી.
રંગમે રંગી હુઈ હય હય મગર મંગી હુઇ હય આંન બાંન

(૧૧૫)—ખુશરૂ-હશીના—

ખુસ નીંદી આકે વાગી સેજઆપે ફુલોંકી સોએ રહો
ચાંદ છુપો પંછી બોલ ન લાગે, જાગો પીઆ અબ ભોર ભયો,

ગફલત કીયે ખ્વાબમે અએ મેરે દીલદાર
ખુસ ફુલોંકી સેજપર હુએ હો તુમ બેદાર—ખુસ૦

અએ ખુશ કીસમત હુજીએ, ગફલતસે બેદાર,
હમ મુંહ હાથ ગુલાબસે, ધુલવાએં સઓ બાર—ખુસ૦

ઉ | ઉ

(૧૧૬)—ઉસ્તાદી—રાગ, ભૈરવ, તાલ ત્રીતાલ,—

ઊઠરે મન રામ ભજન કરરે, તીહુ તાપ કટે—ઊઠરે
રામ ભજે પાપ કટત હે, દુખદારિદ્ર સબ હોત દુર—ઊઠરે.

(૧૧૭)—વિણાવેલી —ગરબો.—

ઉગ્યો સખી સૃષ્ટિનો શૃંગાર હાર, ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમાં,
જોને પ્રેમ ઘેલી ભુમીના દેદાર જોને ડોલે સૃષ્ટિ આનંદમાં

સાખી { ધન્ય ધરા ધન્ય સુંદરી તને, ચતુર ચન્દ્ર તુજ કાન્ત.
શાંન્તી પાઠ પઢાવતો, સાધીને એકાન્ત;

ધરણી પડી પતીને પાય શીક્ષા શીરે ધરેરે.
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાન્તિ ચિત્તે સ્મરેરે;
ધરોને બહેન ધરતીમાતાનું કહ્યું કાન, પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન.

સાખી { ચન્દ્ર સુખે ચીરડઇને તારાના મુખ સ્યાસ;
સદગુણીનું સુખ ભાળીને; રમે દુષ્ટના રામ

સખી ! જેને પતીનું માન, તેના ગાંધર્વ ગાયે ગાન,
પામે દેવી સમાન સનમાન, રમે રામા રસીક લઇ તાન.

ધરણી નાર સમ ગૃહીણીયો સેવે સ્વામી પાય,
ચતુર ચન્દ્ર સમ ધણી મળે જય જય ત્યાં ઉચરાય.

(૧૧૮)—મીરાંબાઇ—

ઉઠ ભાઇ તું બેઠો થાને શું સુતો સોડ તાણી, સમર રામનેજી,
રામ નામ છે ભવાબ્ધી તરવા ભજને સારંગ પ્રાણીરે, અવસર કામનેજી.
મારા મારા શું કરે સુત પિત દારા દેહ, ભજન હરિનું ભુલમાં
પામી દુર્લભ દેહ.
મુરખ મનવા મોટમ માની માયા માંહી મોહ મારે, મરણ માથેછેજી—ઉ.
ઉત્તમ અવસર આજે આવ્યો, ખોટો જાણીસ ખોમાં હીરો હાથેછેજી.

(૧૧૯)—સુકન્યા સાવિત્રી—

ઉભી ઉભી જોઉં વ્હાલા તમારી વાટડી, દેખી રૂપ હર્ષે ભરાય
મારી છાતડી—ઉ.
દયાનિધી દેવે આપી છે યુવાની, નીરખી નગીના બનું છું દિવાની
આનંદે ગાળીશું દિનરાતડી—ઉ.

(૧૨૦)—જલશા સંગ્રહ—પદ-રાગ, ભેરવ—

ઉઠો મેરે કહાન કુંવર નંદકે દુલારે
ઉઠો મેરે બ્રીજકે કુંવર નંદકે દુલારે—ઉઠો.
કમલ લલીત પ્રફુલ્લીત ભયે ભવંર ગુનગારે,
ભાનુકે પ્રકાશ ભયો મલિન ભયે તારે—ઉઠો.
ગરથસે ગજરાજ છુટી દેવતા ઉબારે,
જમુનામે ગેંદ ગીરી ગ્વાલ બાલ હારે—ઉઠો.
કાલીનાગ નાથ લાય કૃષ્ણ ભયે કાલે,
તાનસેન કહે પ્યારે ધ્રુવ પ્રહલાદ તારે—ઉઠો.

(૧૨૧)—જલશા સંગ્રહ—પદ-રાગ, રામકલી—

ઉઠ શ્રજન બહોર ભઇ હરી ભજન ગારે.
પશુ પખી જીવજંત સંત હો પુકારે—ઉઠ.
ભોહોર હોઇ ભજન હઉં, પ્રભુ નામો તે હારે.
સુખ ચેન સોહાવે આજ સુફળ દીન તેહારે—ઉઠ.
કરત હું કરજોડ વીનતી તેરે દવારે.
દુખ દર્દ સંકટ મેરે પ્રભુ તું નીવારે—ઉઠ.
જાકો શુભ નામ લેત પાપ ગયે હારે,
સકળ જગત સ્વામી તુંને રચી જગત ભારે—ઉઠ.
સુનો જગનાથ કીયે પાપ હયે અપારે,
સાગર ભવ કૌન ભેદ ઉતર જાઉ પારે—ઉઠ.
ફીરોજ અંતર ભજન કરો તોજ પ્રભુ તારે,
તનમન સેવાબીન સદા રહો નીવારે—ઉઠ.

(૧૨૨)—રમા રણજીત—

ઉત્તમ જનમાં ઝેર પડાવે, જર જમીન જોરૂ,
સંપીલા વસતા જોયા જ્યાં, છે કોરૂ મોરૂ—ઉત્તમ.
સહોદર બે વિર, પૈસા સોહે શીર.
ભાઇ ભાઇમાં એક બીજા પણ, કરે કાળું ધોળું-ઉત્તમ.
સ્વારથની બાજી, પૈઇસામાં પતરાજી,
મસ્ત બનાવે માયા જગમાં, લડે પિતા છોરૂં—ઉત્તમ.
ધનવાનોને ઘેર, રહે સર્વમાં વેર,
રંક બિચારા હળી મળીને રહે કુટુંબ બ્હોળું.
પરને કરી ફકીર, પોતે બને અમીર,
દુરજન મનમાં જાણે નહી જે, મોત ઉભું ઓરૂં—ઉત્તમ.

(૧૨૩)—નિલમ માણેક—

ઉપકાર અનુપમ થયો સુન્દરી, દે...બદલો કીરતાર,
સત્કાર-વિસરીએ-કેમ અતિથીનો, જે છે આધાર.

વસ્તુ કરતાં વ્હાલ કીમતી છે (કાંડી તે શું કીમતી રતી છે.)
કાંડીના બળપર સૃષ્ટીનો, છે સઘળો આધાર...ઉપકાર.
(કાંડી શું દીવાદાંડી છે.) ગૃહજીવનની સુખ હાંડી છે,
થેંક્સ, યુ વેરી મચ-ગુડ બૉય......ઉપકાર.

(૧૨૪)—મુદ્રાપ્રતાપ—

ઉભાં રહો ! ઉભાં રહો ! ઉભા રહો જરાય ! ઉભાં રહો જરાય !
ન મારાથી ચલાય... ... ... ... ... ...ઉભા રહો !
(કેમ શું ! થયું) વાગ્યો કાંટો ઝીણો, તેથી ઉપડે ન પાય,
અરરરર......દુઃખ બહુ થાય......હિંહું ? ખુબ બળે લ્હાય;
જાણે પ્રાણ મારા આ જાય......અરર ઓય...ઉભા રહો.

(૧૨૫)—કન્યા વિક્રયની ક્રૂરતા—

ઉપકાર (૨) અનુપમ થયો આપનો એ બદલો કિરતાર
સત્કાર (૨) સ્વીકારી દીન બાળાનો સફળ કર્યો અવતાર
મોહન મુરતી. મન હરનારી, હૃદય રમે છે લાગે પ્યારી;
સબળ સ્નેહની રક્ષા કરજો સૃષ્ટી સરજનહાર—ઉપકાર

(૧૨૬)—કામલતા—

ઉઠાવો નખરાંના ટકા હજાર ! તું તો નાનકડી નાર,
બની મોટી સરદાર,-શી, જોબનની બહાર,-જાઉં બલીહાર-(૨)
તારા નખરાં૦

પલકોનાં પાંચલાખ પ્યારી રૂપીયા,
તારા નયણોના નવલાખપુરા, હાં ! તારા નેણો૦
પતળી કમર વાહ, નાજુક ઉમર વાહ.
મોહી તુજ મચકે કમર કેરે લચકે, પ્યારી તાબેદાર, તારા નખરાં૦

(૧૨૭)—મીસ, અચ્છનબાઇ—

ધિ, ડીકસ રેકર્ડ, સૉાગ બુક,-રાગ, દેસ, તાલ-ત્રિતાલ

ઉધો એસી તુમ કહીયો જાયરે જાય—ઉધો.
કુબજા કૂર કંસકી દાસી વાકે દેખે આવે હાસી,
રાધારાની યૌંઉઠ બોલી ઉનકી આજ દુહાઇ—ઉધો.
બછરન નીરછીર તજદીનો, હમને ત્યાગ બિન્દ્રાબનકિનો;
ગ્વાલ બાલ ગોકુલકે બાસી સબહી રહે મુરઝાઇ—ઉધો

(૧૨૮)—હરીચન્દ્ર—

ઉમાપતી નમૂં નમૂં સરણુ ગતી નમૂં નમૂં.
જટા ધારી સંગેલિયે, પારવતી નમૂં નમૂં—ઉમાપતી
કરો મહાદેવ દયા, હરો દુઃખ પીર બિથા,
તેરો નિત નામરટત, જતી સતી નમૂં નમૂં—ઉમાપતી

(૧૨૯)—**સુરદાસ ભજન**—રાગ, ભૈરવી, પદ

ઉધો મનકી મનમેં રહી...ઉધો૦
ગોકુળતે જબ મથુરા પધારે; કુંજન આગ દહી.—ઉધો૦
પતિત અક્રુર કહાંતે આએ; દુઃખપર દાગ દઇ.
તન તોલા ભર ના, રહી ઉધો; જલબલ ભસમ ભઇ—ઉધો૦
હમરી અંખિયાં ભરિ ભરિ આવેં: ઉલટી ગંગ વહી,
**સુરદાસ** પ્રભુ તુમરે મિલનકો; જો કછુભઇ સુભઇ—ઉધો૦

(૧૩૦)—**મીરાબાઇ**—ભજન. રાગ. ભૈરવી, પદ.

ઉધોજી, પ્યારે સ્યામ ભયે બે પીર-ઉધોજી,
કઠન કઠોર દરદ નહીં જાણે, આખર જાત અહીર. ઉધોજી.
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, નૈન નિભર આયો નીર. ઉધોજી.

(૧૩૧)—**માનસિંહ અભેસીંહ**—

ઉન્હ આને મેંભી હએ અઓર બુલાતે ભી નહીં.
બાઇસે તર્કે મુલાકાત જતાતે ભી નહીં,
બુદપરદા હએ કે ચિલવનસે લગે બએક હાએ,
સાફ છીપતે ભી નહીં સામને આતેભી નહીં.
સએંકડો વઅદે કીએ પર ન હુવા એક વફા,
તુમ બુલાતે ભી નહીં જા સોહમ આતેભી નહીં.
જીસેગર તંગહો અએ દાગ તો કયું જીતે હો!
જાન પ્યારી નહીં અઓર જાનસે જાતેભી નહીં.

એ | ए

(૧૩૨)—**સુકન્યા સાવિત્રી**—

એ...રજની શરદની રળીયામણીરે...રહિ ખીલી રૂપાળી ચંદની,
આકાશે રહી ખીલી; એ વૃષ્ટિ વરશાવે અમૃત તણીરે;
રેલજામી ઉરમાંહી આનંદની હાંહારે રેલજામી એ...ઠરે નયણાં
નીહાળી પ્રકાશ. (૨)

હર્ષઘેલાં હૈડા કરે હાસ ઝલક શ્વેત શી છવાઈ (૨)

સાખી { ચન્દ્ર વિના શજની નહિ રજનીને સન્માન,
સજની શું સમજી કરો રજનીના ગુણગાન.

(૧૩૩)—**જલશા સંગ્રહ**—રાગ, શાહેની, તાલ, ત્રીતાલ—

એરી જશોદા તોસે લરૂંગી લડાઇ તોરે કુંવરે ધુમ મચાઇ—એ.
કાહુકી ઉચક દુધકી મટુકીયા, કાહુકે શીરકી ગાગર છરકાઇ.
બિચ ડગર મોસે રોકત નટવર, ચાંદ હસત પ્યારે બિજકી લુગાઇ—એ.

(૧૩૪)—**જલશા સંગ્રહ**—સિંધુરા–હોરી–

એરી કોઇ ઉલજા શામ કુંજનમે મેંતો ઢુંઢ ફીરી મધુબનમેં–એ.
એ સોરી જતન બતા મોરી શજની જો પીયા આવે ફાગનમેં–એ.
ફ્રમવા લઉંગી જય જાને દઉંગી એહિ બાત મેરે મનમે–એ.

(૧૩૫)—**વિક્રમ ચરિત્ર**—

એ માથે મટુકી લઇ જાવું, પ્યારા લ્હેરી લાલાને દુધલડાં પાઉં–એ.
હું ગોવાલણુ નાની નારી, પ્યારો મારો છે વિહારી;
રંગે રમાડી રીઝાવું–પ્યારા૦

(૧૩૬)—**સ્વાર્થના સ્નેહી**–રાગ...એ માથે મટુકી લઇ જાવું,

એ...ગુરૂ ગુણુ હવે હું...ગાઉં
પાપ પુંજમાં હવે, શીદ સપડાવું...એ.
કાયા મારી પાપી ભારી, ગતી, મતી, સૌ, દે છે, વિકારી.
એ...ભકિત નાદે, મનવાને ચઢાવું...એ.
સ્વાર્થના સ્નેહી સૌ ભારી. '**ચુની**" લેજે ચિત્ત ધારી,
એ...ખોટા ભાવોથી, હવે ના ફસાવું...એ.

(૧૩૭)—**દેવકન્યા**,—

એક સરસ વાત સમજાવું રે, સંતો પ્યારા૦
ગુરૂ ગમની કુંચી બતાવું રે, સંતો પ્યારા૦
કોઇ નુરત સુરતને સાધે, કોઇ યોગે ચિતને બાંધે
કોઇ ભકત થઇ પ્રભુ ભજતા, કોઇ જગતી માયા તજતા;
કોઇ તપથી કાયા દમતા રે—સંતોપ્યારા૦
એ શોધ્યા મારગ ગરવા કેવળ મનને વશ કરવા,
આ ભવ સાગર તરવા રે—સંતો પ્યારા૦

(૧૩૮)—**સ્નેહ-સરિતા**—

એ શાણા, સ્નેહી સાદી મ્હેમાની સ્વીકારોને,
કરી દ્દષ્ટી મીઠી સ્નેહી સદન દીપાવોને,
હૈયું ઘેલું આજે પ્રેમ પૂજવા ને.
પાદ પંકની રજ ચુંબવાને મધુ વાણી સુધારસ ચુંસવાને.
મારા મોંઘેરા મ્હેમાન રંક મઢુલી સુહાવોને—એ૦

(૧૩૯)—**સરદારબા**—

એક ફકત તારો આધાર રે, કિરતાર મારે,
ભજુ સદા સચ્ચિદાનંદ મ્હાય તે તારે કે મારે—એક૦
મરવું છે નક્કી માનવી, ફોગટ પડોછો પાપમાં,
સમજુ થઇ શીદ ઉતરો સંસારના સંતાપમાં.

બાંધે હવામાં બાપડા પ્રાણી બગડનાં માળીઆં;
કાળનો ઉકળાટ, થાતાં હાય વ્હેતાં ચાલીઆં.
મારે તો શ્રી પ્રભુનું, નામ છે સદા સાચું.
પ્રભુ પ્રભુ તું ખરોને અન્ય સર્વ છે કાચું—એક

(૧૪૦)--જલસા સંગ્રહ—રાગ ભૈરવી—અશાવરી

એરી હએ મોરી પેઆરી નનંદીઆંરે—
તોરે બીરે મોએકુ દીનીગારી ન નંદીઆરે.
કે આરે કરૂં કુછ બશ નહી મેરારે—
સાસુ ન નંદીઆં લરેગી શારી ન નંદીઆરે.

(૧૪૧)—જલસા સંગ્રહ—રાગ, મેઘનો, જીલ્લો—ઠુમરી.

એક કામીની બન બન આવે,
ચતુરનાર ઓરમાન સવારે, મદમાતી પ્રેમ જગાવે,
.......................................આજ એક કામીની•
સામરો કનઈઆ મોસે માનત નાહિ ભોરહી આન જગાવે,
બિંદ્રાબનકી કુંજ ગલનમેં નારદ બીન બજાવે. એક કામીની૦

(૧૪૨)—જલસા સંગ્રહ—રાગ -ખમાચ. જીલ્લો. ઠુમરી.

એસી ચતરનાર કર સીંગાર, ઠારી અપને દવાર,
પિયાનીકસ બહાર, એકપલખ લાગી હસમેરો મનલીનો—એસી૦
એક ચંદ્ર બદન ચંદાસી કારણ, આનથી સનદપીયાનેક નજર,
એક પાનેકી એહેરણ હસ મેરોમન લીનો—એસી૦

(૧૪૩)—અસીરેહીર્સ—

એજી મુજે મંગવા દો જાન, સલમે સીતારેકી અંગીયા. એજી.
ગાલમેં લાલી, કાનમેં બાલી, મેંતો પહેરૂંગી પ્યારેકી, અંગીયા. એજી.
મુવે દરજીને અંગીયા બિગાડી, મુજે લાદો બનારસકી સાડી,
જીસ્મે આલાહો મસાલા, મુજે ગોટે કીનારીકી અંગીયા.-એજી.
અપને સૈંયાકી બાલી મે ભોલી, મુજે લાદો બનારસકી ચોલી,
જીસ્મેં આલાહો મસાલા, લાદો કીનારેકી અંગીયા. એજી

(૧૪૪)—ખુને જીગર—

એ કારી કંરી છાઇ ગરદુપેચટા સારે, ઉડાવો ગીલાસ.
હારે મતવારો ઉડાવો ગીલાસ—કારી
કોઇ રસીલા સજી લાહો સાકી,
હારે બુજે રીન્દોં કે પીર મનકી પ્યાસ—કારી
મહેશર બપાહો ખીરામે અદાપર,
રહેમતસે મયકશ નીરાસ ચાહે રહે.—કારી.

(૧૫૦)—મૂળરાજ સોલંકી—

ઓ છબીલી છોડ શરમ, કર છણકો ન તું.
મહેમાન બોલાવી વાહ ! કરી મસ્કરી મજાહ ! ઓ.
રીતી એ ક્યાંની ? પ્રીતી એ મજાની ! જો છબી આ છાની,
કરો મેરબાની પત્ર વાંચવાની, ડાહી થઇ, દીવાની—આ...છબીલી.

(૧૫૧)—સ્નેહ-સુધા—

ઓ સ્નેહભીના શીરતાજ ! પ્યાલી પીયોજી આ પ્રેમની
સ્નેહે ભરપુર છે, પ્રેમનું એ નુર છે. હો૦ ઓ—
રંગીલા મધ આ સ્નેહતણી ચીજ. બીજી તું સ્નેહભીની નાર,
સ્નેહે સંસારનો સઘળો વ્હેવાર છે, સ્નેહ એજ સંસારે સાર,
વાહ વ્હાલી વરણાગી અલબેલી અનુરાગી, છે સુંદરી સુજાણ—સ્નેહ૦

(૧૫૨)—જાનીસાર—

ઓ મોરે પ્રભુ હએ આશા તે હારી,
એક બીરહેકી આગસે જલ રહા થા.
દુજી રકાબતકી લગી ચીનગારી,
તુંહી આલા તુંહી આલી આશકે, ફુલોંકા, માલી.
ભરદે આ વાલી—તુ ગોદ હમારી—ઓ૦

(૧૫૩)—પ્યારા સાહેબ—રાગ, મ્હાડ, કવ્વાલી.

ઓ બાલમ મોરે, હમસે નજરીયા કા, હે ફેરી,
મેસ જીયા ચાહે ગરવા સો સો બૈરી તોરેરે. બાલમ—હમસે.

(૧૫૪)—દોરંગી દુન્યા—

ઓ દાસી બનું પીકી, લગગ હો જો જીકી;
નહિ માનું કાંસીકી, બસ ન માનું કીશીકી.
વારૂં, વારે તન, જન, હો સુજન, કમલ બદન ફુલન મોહન. દાસી.
દીપક બીન રૂટી બીમલ, કમળપર અંગ પતંગ ન જારે.
એહી રીતી રત કુમતીકી, બસ ફીકી અતનીકી નહી નકી. દાસી.

(૧૫૫)—ખુશરૂ હસીના—રાગ, જીલ્લા, તાલ, કેરવો.

ઓહો મન મોહેતાં તોરી, છુમ છુમ ચાલ—ઓહો૦
હાથો મે હએ પએમાનાં, મતવારી તોરી ચલ,
મદુઆ ભરકે હૈં ગઈ બજાતી ચલી તાલ—ઓહો૦
મતવારે તોરે નએનાં, અઓર ગોરે ગોરે ગાલ,
તોરે બાલા જોબનતાં, ઉમરીઆ ચઓદા સાલ—ઓહો૦
મોરે દબગા ખાંન તોરી તઓંદહએ પખાલ.
આહા મોરે તો દીલે; ઇસકુપ્પે કો સમ્હાલ,
અપની સુરત ભુલગયે, રંડી પે ગીરી સાલ,—ઓહો૦

(૧૫૬)—અનસુયા—

આંખ વિના અંધારૂંરે, સદાયે મારે આંખ વિના અંધારૂં,
કોઇ કહેશે લાલ લીલું, આ ધોળું ને આ પીળું.
મારે મન સઘળું કાળું કાળું રે (૨) સદાય,
કોઇને જગ લાગે સારૂં, કોઇને લાગે નઠારૂં, મારે મન જીવતર
ખારૂં ખારૂં,રે—સદાય.

(૧૫૭)—સૌભાગ્ય—સુંદરી—

આંખો ખોલી જો જીવ આ, દીસે દુનિઆં ફાની.
શાની જીંદગાની રોજ રહેવાની માની—આંખો૦
આ ધનધામ મેડે, મ્હેલોને વાડી વજીફા,
અંતે સાચવ્યાં અંતે થવાના ધુળધાણી—આંખો૦
અચિંતો ડાબશે ટોટો, અજલનો ફીરસ્તો.
ફરી ઘેને ભલાઇ એજે, છે, સાચી કમાણી—આંખો૦

(૧૫૮)—સૌભાગ્ય—સુંદરી—

આંખો ખોલી જો જીવ આ દીસે દુનિઆ ફાની,
શાની જીંદગાની રોજ. રહેવાની માની—આંખો૦
પ્રેમ તહાં નહીં નેમ છે, નેમ તહાં નહીં પ્રેમ.
પ્રેમ અનેમ જહોય છે પ્રેમીને મન ક્ષેમ.
અજબ પ્રેમનાં પાત્ર આં સુંદરીને સૌભાગ્ય.
આશીષ એજ અચળ રહો સુંદરીને સૌભાગ્ય—આ.

(૧૫૯)—લયલી મજનું— રાગ—ઠુમરી.

આંસુવા ભરે મોરે નયેન, હીઅરા કાંપે મોરો હો—આંસુવા.

"દોહરા"

જાને મનકો ભેદમન, દુજો નજાને કોએ.
પરકનહાર દુખઓ, દુખકો મારો હોએ—આં૦
ઉછલત છતીઅન હએ મોરી, ઓર ચઢતહએ સાંસ,
રૂપ સરૂપ તો જલ ગયો, દેહ બની જુંધાસ—આં૦
જગ કહે ન કીજીએ, પ્રીતમે જાવે પ્રાન,
કએસે બંધંહો છોડીએ, જો બાંધત હએ દોજાન,—આં૦
આગ જલાવે હાડકો, ઓર જલાવે માંસ,
પ્રેમ જલાવે સબકછુ, ન રાખે જીકીઆસ—આં૦
ચીંતાને સબ લુટીઓ જોબન ઓર આરામ,
પ્રીતમ જાતો ચખચુકે, વાકા લેં ન નામ—આં૦

(૧૬૦)—ભદ્રાઆમિની—

અંતરે હર્ષ છવાયે, સખી શાને ?-અંતરે.
પિયુના વિયોગી આ બાલાનું જે, નિશદિન હૃદય ચિરાયે;
-શાંત બનશે આજે અલી !......એ.
પ્રાણ વિના હુલ્લાસે, સખી શાને ?—અંતરે.
બુદ્ધિ મારી શું બદલાયે ! ધર્મ માગથી ભુલાયે,
લોક કહે મને મૂર્ખ ભલે પણ, લાજ ન આવે જરાયે-સખી શાને-અં.

(૧૬૧)—લક્ષ્મિ-વિજય—

અંતર્યામિ, નોધારાના આધારરે,
ગૃહિ બાંહ્ય દાસિની હે, અવિનાશી ઉગારજોરે.
ગરૂડગામિ, લક્ષ્મિના ઉદ્ધારરે, હરિ દિનબાળાનું દુઃખ દયાળુ નિવારજોરે.
જાણી નિરાધાર નારી, દે છે પાપી કષ્ટકારી,
વ્હાલા વિનતિ સ્વિકારો, લેજો અબળા ઉગારી,
વિભુ વિકટ બંધ આવાર, વેગે વિદારજોરે.—ગૃહિ૰
"તારી શવરિ નાર, શીલાની અહલ્યા કરી,
કીધી સતિના વ્હાર, દુષ્ટ નિશાચરને દમી;"
દયા ધારો ને, બિરદ, સંભારોને, જાણી, નિરાધાર નારી—ગૃહિ૰



# ધી ગ્રામોફોન ગાયન સંગ્રહ

## ઉર્ફે

# રેકર્ડસ ગાયનમાળા.

## ભાગ ૨ જો.

(૧૬૨)—કબીર ભજન—ભજન, જોગીયા—
કબ સમરોગે રામ અબ તુમ કબ સમરોગે રામ.
ગર્ભ કુંવીમેં જપ તા રાતો, નીકલ હુવા બે ઈમાન—અબ.
બાલપનેમેં ખેલ ગુમાયા, તરૂન પનામેં કામ—અબ,
જુઠી કાયા જુઠી માયા આખીર હોત નીદાન—અબ.
કહત કબીરા સુનો ભાઇ સાધો, યેહી ઘોડા મેદાન—અબ.
(૧૬૩)—સુરદાસ ભજન—રાગ—પદ.
ક્યું રે નીંદભર સોયા મુસાફીર, ક્યું રે નીંદભર સોયા,
માનુસ દેહ દેવનકો દુર્લભ, જનમ અકારથ ખોયા—મુસાફર.
ધનદારા જોબન સુત તેરા, વામે મનતેરા મોહયા,
સુરદાસ પ્રભુ ચલેકી પંથકો, પીછે નૈનુ, ભરભર રોયા—મુસાફીર.
(૧૬૪)—લક્ષ્મી વિજય—
કર્મ તણો કોણ મર્મ બતાવે, ભ્રાન્તિ ભર્યું મન શાન્તિ ન લાવે.
સુખનાં તે સ્વપ્નાં હવે આવે, દુઃખણી અન્તર દુઃખે ઉભરાવે.
નિકસા ભવનથી, વન જાયે, ત્યાં, દવ ભાગ્ય લગાવે-
ઉલટી દશા દુર્ભાગ્ય, જ્યારે, દુખમય, આ જગ, અનુભવાવે.
(૧૬૫)—સત્ય નારાયણ—
કહું આપવિતી, કર્મ કથા, દુઃખયારી. કાળજડું નાખતી સંહારી...કહું
આ નગર સાધુ શેઠની. બહુ લાડકી દીકરી હતી...
ખાતાં બગાસું દાસીઓ, કંઇ લાખ બેહાજર થતી...કહું
મોતી હીરા પ્હેરી ચરણુ, ધરણી પરે ના રાખતી.
તે આજ ટુકડા કાજ તમ ઘર આવિ છે, ભીખ માંગતી...કહું
પતિને પિતાજી લેઇને, વ્હાણે વિદેસે સંચર્યા,
ચોરાઇ ગઇ લક્ષ્મી અને, આગે રખડતા, છે કર્યા...કહું
ચડતી અને પડતી પ્રભુ. ચિરકાળ કોની નવ રાખશે
ભીખારી પળમાં ભૂપ થઇ, ભૂપ થઇ ભીખ માંગશે...કહું

(૧૬૬)—[illegible]—

[illegible] મને તો બ્રહ્મ ભાસે છે.

સકળ [illegible] તિમિર તનમનનું ત્રસે છે...કદી.

[illegible] નવ શ્રમ વિણ, શોધી.

મને [illegible] બતાવે છે..................મને૦

હૃદય ધન [illegible] ઉમળકાના, કિરણ દશદિશ-વ્યાપે છે

નિજાનંદે હું આનંદુ..................મને૦

(૧૬૭)—સુકન્યા સાવિત્રી—

કલ્પવૃક્ષ તજી કોણ અભાગી બાવળ પાસે જાય;

ફળની આસે જળ સિંચેનો, ભાંગે કંટક પાય-અભાગી.

સંપત રૂપ મધ ટીપાં પાસે. બહુ કીડીયો ઉભરાય;

સ્વજન મિત્રની, ખરી કસોટી વિપત સમયમાં થાય-અભાગી.

(૧૬૮)—સતિ, દ્રોપદી—

કરમ ગતી અતી ન્યારી વિધાતા કળી ન શકે મતી મારી અરેરે-ક૦

એક દીન રાજા એક દીન જોગી (૨) એક દીન હાલ ભિખારી
અરેરે—કરમ૦

ધરી મૃગ છાલા દંડ કમંડલ, અંગ વિભુતી લગાવી ફરેરે—કરમ૦

રાજ નિવાસી જંગલ વાસી, ધુંણી નિરંજન નાથ સ્મરેરે—કરમ૦

(૧૬૯)—સતિ દેવહુતી—

કળી ખીલતી ચમેલી ઝુલુ બાળા જોબનમાં

બાળા જોબનમાં, ધરી અનંગ રંગ તનમાં—

નાજુકડી હજી લાડકડી હું છું, બાળકડી મુજ મનમાં

મોહિની અજબ ગજબ હું તો, ઝુલઝુલ ત્રિભુવનમાં—

તનપર જે વર ઠમકે નેવર, લટક કરી ચરણુમાં

રૂમ ઝુમ ઝુમ ઝુમ કરી ચાલું. ચટકે મટકે મદમાં—

(૧૭૦)—મોહિની ચંદ્ર—

કરૂણાના સાગર નટવર નાગર વ્હારે ચડો વનમાળી;

ગુણ રત્નાગર, દેવ દીવાકર, પંખીણીયો સપડાવી,

બેરાણી પંખીણીરે. કાંઇ ન સુજે, થર થર ધ્રુજે પાર પાડો,
પુન્યશાળી—કરૂણા

વેલી વીંધાણીરે કોઇ બચાવો, આવો, આવો રે, આવો; પરદુઃખ
ભંજન માળી—કરૂણા.

(૧૭૧)—નરસી મેહતા !—

ક્યાં છે મારૂને ક્યાં તારૂં જ્યાં જાંખું ત્યાં બ્રહ્મ ધારૂંરે

ગુરૂજીના જ્ઞાન વિનારે ! અંધારૂં...............ટેક

કોણુ જગાવે, કોણુ ઉગાડે કોણુજ તરૂને ઝુંવાડેજી.
કોણુ હલાવે ને કોણુ ચલાવે, કોણુ જ કાળ, કાળી કરનારૂરે-ગુરૂજી.
કયા નગરમાં તું આવ્યો મુસાફર સોદો કરવાને, સારજી.
પામર હીરો ન પરખીયો, કીધું તે કાચું કારભારૂરે—ગુરૂજી

(૧૭૨)--**ધીરો ભગત**--કળીયુગનો મહિમા, ભજન.

કળિયુગ આવ્યોરે. દુનિયામાંથી ઘટી તો દયા,
મોટા મોટા મહાજનરે, લક્ષપતિ લોભી થયા...કળિયુગ.
ધરતીમાંથી ધર્મ ગયો ને, પાપનું વાધ્યું પુર.
પર્જન્ય તો પાંગળો થઇ વરસે. મેહની થઈ ચકચુર.
ધરતીએ રસ ચોર્યારે, વાવ્યા કણ વણસી ગયા...કળિયુગ.
પૃથવિમાં પાખંડ પુજાયે ને, વિપ્ર કરે વેપાર,
સન્યાસી ધન સંચવા લાગ્યા, પતિવ્રતા નહિ નાર
સત્ય ના જડે શોધ્યું રે, અસત્યના ઓઘ થયા...કળિયુગ.
લક્ષપત વાચાને ચૂકે, એ દુઃખ કોને કેહવાય,
કથા તો કુપાત્રની સુહાસે, પ્રશ્ન ગરોડા ને પુછાય,
દાસ **ધીરો** કહે છે રે, જ્ઞાની તે તો અંધ થયા...કળિયુગ.

(૧૭૩)--**ભદ્રા ભામિની**--

કર્મ કથાકી ખીથા જગ જોઇ, સુખ દુઃખ સબ કર્મ ન તેં હોઇ--કર્મ કથા.
કોઉ કર કમલ કરત ફીરત હલ, કોઉ કર તસ કર કરત સદાઈ.
કોઉ નૃપવર છંવર ઢોલાવત, કોઉ ઘરઘર માંગન ન અધાઇ—કર્મ કથા,
કોઉ કર કર્મ નાક પતિ હોઇ, કોઇ નર કનપર બીપતિ બાગોઇ;
કુકર્મ કર્યો અસુર પતિ રાવન, સુવર્ન લંકપલમેં ખોઇ-કર્મ કથા

(૧૭૪)—**જલસા સંગ્રહ, રાગ-ગોંડ-મલ્હાર-ઠુમરી**

કરકે કંગનવા મોરી છાંડદે કલાઇ, સુનો લંગરવા, મૈં ગારી દેંગી તુમકો મોરી બંઇયા ન પકર ઘરવા જાનેદે=કરકે.
ગરજી ગરજી બાદુરવા,બુંદ, નિવરસે,ફુઇયાં પરત મોરી અંગીયા ભિજાઇહો અયા યા લજાઇહો.
હસી હસિ હમરા અંચરા છાડકે, સમઝ માનલે—કરકે

(૧૭૫)—**જલસા સંગ્રહ, રાગ, કાફી, ઠુમરી,**

કનઇયા જરા બનસી બજાજારે, ઠઠજમનાકે તીર કનઇયા, જરા બ બજાજારે-૦
બનશીબજાઈ મોરી શુદ્ધ બીસરાઇરે, કનઇયા જરા ઓરતો બજા જારે-કનઇયા

(૧૮૨)—મિસ અમીરજાન-રાગ-પીલુ-તાલ-દાદારા—
કહો ગુઇયાં કૈસે કટે સારી રાત, સૈયાં નહીં આવે જીયરા ગભરાયે—કૈસે
અસે બે દરદી સે પીતજો ઠાની, કબહુ નમાની બાત.—કહો ગુઇયાં.
(૧૮૩)—મિસ-અમીરજાન-રાગ, દેશ તાલ, ત્રિચંદી.
કન્હૈયાને ઘેર લઇરે, કુંજનમે. આજ સખીયાં નહીં મોરે સંગમે,
ફાગ રમોહે મોહનકે દ્વારે—મોહન ખડે હૈ બિંદરા બનમેં,
નઇ નવેલી કૈસે બચેગી કયો નિકસી ફાગુનમેં,
મૈં જલ જમુના ભરન જાતી, સોચ રહિ મનમેં,
ગાગર પટકી ચરન ઝટકા, ઔર ભીંજે ઠારી રંગમેં, કનૈયાને
(૧૮૪)—ગાયન દર્પણ—રાગ, પંજાબી
કબહુન આયો બાંકે યાર બિનતી કરત રહી મેં તો સોસો બાર-કબ
કહેત કદર સમઝાએ સખીરી, માનત નહીં કછુ એક બાત.
અબ ખડે રહે સોતન કે દવાર, કબહુ ન
(૧૮૫)—કુસમાવતી—
કયસે રાધામે બ્યાહું કનૈયાકાલા, કનૈયા કાલા, કનૈયા કાલા,
માખન ચોરીવો ગલી ગલી ફીરતા, તૃટજમુના પે ભટકતા, ગોરી મો.
ગોરી મોરી રાધા ગોરી મોરી રાધા—કયસે.
સાખી { "જળ જમનાકો મેં ગઇ, આય નંદ કીમેર,
મટકી મેરી તોડકર, દીની બાંહય મરોર"
આયા થા ઓ આગ લેને, દાગ અંગ લગા ગયા
નયન કી મરોડનસે કરોડ બાતેકર ગયા—ગોરી મોરી
(૧૮૬)—મીઠા જહર—
કયસી પીત નિભાઇ, સુધ હું મોરી બિસરાઇ
મોરી યાદ ન આઇ, માનો નાર હું પરાઇ—
સબર પિયા બિન આ વત નાહીં-બિહરાને સજન તોરે અયસી
ભાવે ન કછુ મોરે જીયે બનાઇ, —ગત કીની
(૧૮૭)—ખ્વાબે હસ્તી—
કનહઇયા કીશન, મન વારે દુલારે, કયા નયન પ્યારે પ્યારે!
સુંદર સુરત તોરી, મન કો હરત.
હરજનકો હરત તોરી, મોહીની મુરત ગોરી,
મોરી બારી ઉમરીયા બેહારી મએ તોરે વારી.
જાન જાન દીલબર દીલબર હારે! યાર સુંદર મનહર,—ક,
(૧૮૮)—મીન મલકાજાન—રાગ જીલ્લા. તાલ, દાદરા.—
કમલ પતલી લચક છબપ્યારીરે, નૈયના રસીલે સુપાવ મતવારીરે; કમર
ખુદાને દિલ યે દિયા નજર બે તરફાકે લીયે;

મિલી હય આંખ તો દિદાર દિલ રૂબા કેલીયે,
બચન સમાલિયે, દિલકો જરા ખુદા કે લિયે,
નાજુક મૈયાં ગોરી કલૈયાં, મેરે પીયાકી યે આહય ન્યારીરે. કમર.

(૧૮૯)– પ્યારા સાહેબ—રાગ, ભૈરવી, કવ્વાલી.
કહાન કુંવર મોસે કરત બરજોરી, અબ મોસે કરત બરજોરી.
એક ન માને એક ન માને મોરી, કાને કુંવર કરત મોસે બરજોરી.
દેખી શામ વહુ નામે હરતો, શામ તુમ લાગો હીરહન;
ઘડી ઘડી પલ પલ છીન તોરી બીનતી, કરત બરજોરી, એક નમાને.

કા | કા

(૧૯૦)—કંસવધ—
કાનુડા તારી કામણ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી;
મીઠી વળી મોહક, મન વસ કરનારી–વ્રજમાં
મનવસ કરનારી, સ્વર સુણતાં લાગે સુખકારી.
હું ઘેલી તમ વીણ થઇ છું ગિરધારી–વ્રજમાં.

(૧૯૧)—વિણાવેલી—
કાયા કાચો કુંભ છે, જીવ સુસાફર પાસ;
રહારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ;
સદાસંસારમાં સુખ દુઃખ, સરખા માની લઇએ;
રાખે જેવી રીતે રામા, રંગે તેવી રીતે રહીયે;

સાખી { પીપળ પાન ખરંતાં, હસ્તી કુંપળીયાં;
મુજ વિતી તુજ વીતશે, ધીરી બાપુડીયા.

નહી જેવીને તેવી નિત્ય, કોઇની નભતી જોઇએ;
દશાના ઢંગ, રૂતુના રંગ, જેવા દેખી લઇએ—સદા૦

સાખી { કદી મેહેલોને માળીયા, કો દીન છપ્પરખાટ;
કોઇ દીન એવો આવસે, ભુખ્યા ન મળસે ભાત—સદા૦

(૧૯૨)—શારદા વિજય—
કાગવીરા વાલમને દેજો, દુઃખીનો સંદેશ;
"જોગણને વેષે વિજોગણી, કે જાતીમે દેશો દેશ.
જામે જીતની ભુખ હય, ઇતનો કહે બતાય;
વાકો ભુરો નમાનીયે ઓર કહાં...સેલાય."
ગાગરનાં પાણી ઝુકી છળે, સાગરના મોજા મુકી છળે;
નીતીનો એ ધારો, પધારો પ્રાણેશ, દોષ ન ધારો, પધારો પ્રાણેશ.

(૧૯૩)—મીરાંબાઇ-રાગ. ભજન—
કાનુડો શું જાણે મ્હારી પ્રીત. બાઇ અમે બાળ કુંવારારે. કા.
જળરે જુમનાના અમે ભરવા ગયાં તારે, કાનુડે આવીને છાંટયા
નીર, ઉડયાં છરરરરરરે, કા.

શેરીએ ને શેરીએ અમે રમતા, ને ભમતાંરે, કાનુડે આવીને
ખેંચ્યા ચીર, ફાટયાં ચરરરરરરરે, કા.
વંદરાતે વનમાં વ્હાલે, રાશ રમાડયારે, કાનુડે તાણી માર્યાં
તીર, વાગ્યાં અરરરરરરરે. કા.

(૧૯૪)—બુદ્ધદેવ—

કાયા કાચ કુંપો, તું તો ચેત રે, હિણુ ભાગી હંસાઃ
અવિચળ પદ્દીને તું પેખરે, હિણુ ભાગી હંસા—કાયા.
ઝાંઝવાનાં નીર સમજ આ, કાચી જીંદગાની તારો;
મમતા મુકી દે ને તું કારીરે, હિણુ ભાગી હંસા—કાયા.
બે દિનના છે ધરજળ સઘળાં, બે દિન અહિં રહેવાનું છે.
બે દિનનાં છે સગા સંબંધી, બે દિન સુખ લેવાનું છે.
બે દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જવાનું છે.
લોકો જોતે દુનિયા કહે તે, એક મુસાફર ખાનું છે—કાયા.

(૧૯૫)—બ્રહ્મર્ષિ-વિશ્વામીત્ર—

કામભોગી રાજયોગીને બનાવવા.
જપ તપથી રૂષીવરને નીકળી ચળાવવા.........કામ.
ચિત્તહર યૌવનની મને મોટી મન હામ છે!
નિહાળી હાવભાવ, પુરૂષ નારના ગુલામ છે!
એ દરશાવવા રૂષીરાજને ભરમાવી......કામ ભોગી.

(૧૯૬)—મીંરાબાઇનું, ભજન—

કાયા કારણ ભેખજ લીધો. મેં તો રાણાજી કાયા કારણ ભેખજ લીધો.
રમતો ભમતો જોગી આવ્યો આંગણીયે; દાસી જાણીને દરશણ
દીધો...રા.
ગીરધર વિના મુને ઘડીએ ન ચાલે. હરીરસ ઘોળી ઘોળી પીધો...રા.
ઓરે કામણ મારે કહાનુડે કીધાં. કંથા પહેરીને નેડા લીધો...રા.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ જંગલ માંહે ડેરા દીધો...રા.

(૧૯૭)—શ્રી, કુસમ કમળા—

કાળું કામ કરે ન શું! કામી, નીચનારી તો જાત હરામી;
વદે વેણુ મીઠાં મુખે સ્વામી, બીજા સંગ રતી રસે જામી;
લોભાવે રક્ષના એ રશાગી, ઉરમાં તાપી પાપની પાળી,
ક્રુર-ધુર્ત ઘોંગી ને ધુત્તારી, ભણી ચુંકેલ જારિ વીજારી,
શમ-ધર્મ-લજ્જા! નહિં, દયા નહીં! તલભાર.
જાર મારે જગદીશને. છેતરવા! તૈયાર,
રડે ઘડીકમાં હશે ઘડીકમાં, ઘડી ગીરે મસ્તાન.
લલચાવે નર લાખને, પણ કોઇની નએ શેતાન,—

(૧૯૮)—સરોજની—

કાળ નહિં છોડેરે. હાલા શાને મથીને મરો,
પાપી ભ્રમણા કાજે રે, ધોળાં કાળાં શીદને કરો,—કાળ
મન જાણો છો? મેં કર્યું કે, પણ કરનારો છે કોય,
આદર્યાં અધવચ રહે ને, હરી કરે સો હોય,
મિથ્યા વૈભવ માટેરે, નિર્દય જુલ્મી શીદને ઠરો,—કાળ
નક્કી સમજે કાળ રાય ત્યમ, રંક સર્વને ખાય,
બાંધી મુઠીએ આવેલાં, સૌ ખાલી હાથે જાય,
કરશો તેવું ભરશોરે? પરમેશ્વરથી જરી તો ડરો,—કાળ

(૧૯૯)—રજની ચંદ્ર—

કાયાની માયા જુઠી સહુ જાણરે,
પલમાં વીખરાશે તારો માળો આ સંસારનો રે
બિન્દુ જેમ ઝાકળ કેરૂં. માનો મોતી જુઠું રે
એમ સંસારની માયા મીથ્યા માનરે—પલમાં
સગાને સંબંધી, રાહી કોઇ નથી તારૂં રે
સ્વાર્થમાં રાખે સગાઇ સગો ભાઇરે—પલમાં

(૨૦૦)—કુસમાવતી—

કામ કેરૂ કરી ભુલવે તમામ ભાન—ભુલવે છે સાવધાન—
—ભુલવે વિવેક જ્ઞાન—કામ ગહન વનને ભુવન ભવ્ય ભાળે.
ખરે કાંટાની કોમળતા નિહાળે—અગન ઝરતી, ચંદન શીત ભાળે.
ખરે કામીજન મોટા નાહાન......................કામ કેરૂ

(૨૦૧)—નાગર ભક્ત—

કાયા તારી કાચી તેમાં ફુલ્યો તું ફરેછે શાને,
ફુંકાઇ જવાની હોળી પેઠે, એ સ્મશાને—
કરે દુઃખ તેને તું તો અવરમાં છીદ્રી સ્થાને,
પ્રતિદિન પેટ ખાવાં, ખુનિયાળાં ખાનપાને
તાલી આપીને તું મોટા જેવી મૂઢતાથી માને
નામ કૃષ્ણજીનું કપાયાં આવે તારે કાને—
સુખી થવું હોય તો જદુનાથજીને શરણે જાને
મોટાઇ મુકીને પ્રિતિવાળો પ્રભુ ચરણે થાને—
મેળવને ભાગ્ય મારા, કેશવ તણી કૃપાને
ગરીબા ધરીને ગુરૂ ગોવિંદના ગાને—કાયા,

(૨૦૨)—**સ્નેહસુધા**—
કામીજન રૂપ ઉપર સહુ મરતારે. કુટીલતા કરતા, કામી,
કરે અનીતિ અધમ અતીશે, પ્રભુનો ડર નવ ધરતા.
પરમેશ્વર પોતાને માની, અંધ બનીને ફરતાં રે—
લાજ શરમને કરી પરાઇ પાપી પગલાં ભરતાં
અંતે ફટફટ થઇને પાપી, વીણુ મ્હોતે સહુ મરતારે—કામી—
(૨૦૩)—**જલસા સંગ્રહ**—રાગ, કાફી—હોરી.
કાએ સનુમ પિચકારી મારી, કાએ.
ભર પિચકારી હમપર મારી, ભીંજ ગઇ સબ સારી;
બીજકી સખી સબ ઠારી હસત હએ, એસો તુ ભયો અનારી,
પીયા કુછતો લોને બીચારી—કાએ.
(૨૦૪)—**અદલ ઇનસાફ**—
કાન જાનેદો પ્યારે પ્રાન જાનેદો, કાહે રોકો ડગરીયાં
બૈયાં ગહત મોરે તનકી છુવત હો, છાંડો મુરારી, બસ રહો બીદારી
મેરી બારી ઉમરીયાં—કાહાન જાનેદો.
નાહી એકલી મેં હું સંગ સાહેલીકે,
ફીર મીલુંગી તુમે નીર બહાન, શીર ધર ગગરીયાં—કહાન જાનેદો.
(૨૦૫)—**હુરનઆરા**—
કાહે ધોવે તનકી ચદરયા. મનકો ધોડાલ એજલ સુખ જાએયા.
અરેમાન જલ સુખ જાએયા................કાહે.
ચમક ઉઠે હાં કરો અએ સાહી જતનવાં, લગા લગા સતકા સાબનવા
તનકો ધુલા મનન ધુલા, રહા જીગર મગર મલભરા તનનો—કાહે
મસલ મસલ કરત ગુસલહાં, નહિ જલકી કદરયાં—કાહે.
(૨૦૬)—**જહરી અંગુસ્તરી**—
કાહે છાંડે સુરખ મોરી બઇયાં, કલઇયાં ગારી દુંગી મયે.
મું જી જારે શરમ નહિ આવે, સતાવે કાહે મોહે, જરા ન લજાવે—કાહે
—પ્યાર જાની તુને કયા દીલમેં ઠાની,
મોહનીયાં સુંદરીયાં કામનીયાં દુલારી હય;
ચલ ચલ પ્યારી છલબલ ન્યારી, હય મીલ—જાવો જરી,
મીલ જાઓ પ્યારી આઓ, નસતાવો ન લજાઓ,
ઘબરાઓ નહિ બસ આઓ પ્યારી; જારે રીઝાલે જરા મું સંભાલ—કાહે,
(૨૦૭)—**જલસા સંગ્રહ, રાગ, બેહાગ ઠુમરી**—
કાહના મોરીરે ગગરિયાં ફોરીરે, દેખોદેખો રે લંગરવાને બરજોરીરે
—રામામોરી.

મેં જલજમુના ભરન જાતીથીરે, બીચડગર મોસે કીનીરાર રે
ચલછાંડદે બાલમ નહીતો દૈંગી મે ગારી—એ શીકયાકીની મોસે ચતુરાઇ,
—રામા મોરી

(૨૦૮)—**જલસા સંગ્રહ, રાગ, ખમાચ ખ્યાલ**—
કાલી કમરીવાલા સે મીલજાના વે૦
મએ અપના પિયાકુ ઢુંઢન નીકસી.
મીલ ગયો બંસીવાલાસેં. મીલજા—કાલી.

(૨૦૯)—**મીસ જાનકી બાઇ**—રાગ, સોહીની, તાલ, ત્રેતાલ,
કાહે સજન કાહે રાર મચાઇ, (૨) કાહુ સોતનીયાને તોહે બેહ
કાય દીનો.
કાહુ નિપટ કાહુ બાત બનાંઇ; છોટે પિયા, તોહે કર જોરત હું,
છાંડો છાંડોજી મોરી, મુરકી કલાઇ. કાહે.

**કી** **કી**

(૨૧૦)—**લવ-કુશ**—
કીડી કુંજર દાબતી સસલે સીંહ હેરાન;
પુરૂષ નથી બળવાન પણ સદા સમય બળવાન,
કંઇ કંઇ ધાર ભલે અવનિમાં કર્તો કંઇ કીરતાર
અકળ કળા ન કળાતાં. કર્તો કંઇ કીરતાર.
અળશીયાએ નાગ કૃશાવ્યો, ગોરો હજારી, ગુલાબ લુભાવે
શીયાળે વાઘ ચકી કરી સરસાઇ કાંઇક રડાવે કંઇક હસાવે—કર્તો૦

(૨૧૧)—**નરસીમેતા**—
કીસનજી કાળારે ! લાવો ફુલ માળારે ! પારથના સાળારે;
આવો ભીડયો ભાંગવા હોજી...........કી૦
નહિ આવો તો થાશે પ્રભુજી મમઘાત; રૂઠયો છે આ રાજારે,
શીર મારૂ કાપવા હોજી...કી—કંઠમાથી આપો ઊતારી હાર,...
લજયા મારી રાખોરે, મોહનજી માધવા હોજી........
શીશ કાપશે માહારૂ તો થાશે જગ ફીટકાર........
હાંશી અવિનાશી થશે આપો કંઠનો હાર........કી૦
કીધાં છે તે બહુ બહુ મારાં કાજ......
તેમાં આ વધારેરે, જાણી લેજો જાદવા હોજી—કીસનજી૦

(૨૧૨)—**જલસા સંગ્રહ, રાગ, પીલુ, પદ**—
કીસકા કોન સંગાથીરે બાબા—કીસકા
જુઠીરે માયા જગત ભુલાયા, કહેત પુરાણકી પોથીરે—બા—કી૦
દોલત દુનીયા માલ ખજાના, માત પિતા સંગ નાહીરે—બા—કી૦
આપહી આપે અકેલા રી, જાના, હોતે મશાનકી માટીરે—બા—કી૦

(૨૧૩) —જલશા સંગ્રહ—કાફી. હોરી, બારમસી.

કીજે કોન ઉપાય અજહુ. ઘરનાયે કનાઇ—કીજે
દીન ગીનતે સખી માસહુ બીતે તોભી ખબર નહી પાઈ.
દીલમેં હોસ હુમાસ મિલનકો, કેસે મિલે જદુરાઇ;
રીતે કોહુ દેત બતાઈ-કીજે

ચૈત માસ ગયે ત્યાગી ચતુરભુજ, ચુરી મે ચુંતા લગાઇ;
રૂતુ બૈસાખ તાપ તન જારે, જેઠ બી રહશે જરાઇ
રહૈ કયો જીયરા બચાઇ-કીજે.

માસ અષાડ મેઘ ગરજત હૈ, દાદુર શબ્દ સુનાઇ;
રિમ ઝિમ બરસત શ્રાવન, ભાદો મહા ભયદાઇ
નદીયનમેં પુર બહાઇ-કીજે.

આશો આરી બઢી નહી આયે, જગત દીપાવલી આઇ,
કારતક કહાં તક સહુંમેં, માગસર મનકો મુંઝાઇ.
ન ભાવત મેવા મીઠાઇ-કીજે.

પોસ પિયા બીન શીત દુઃખ બચુ માઘ મરન દુખદાઇ.
ફાલ્ગુન ફીર હરી ઘર આવે, તો ખેલે હોરી સુખ પાઇ,
ગુલાલ અબીર ઉઠાઇ-કીજે.

પ્રાણજીવન પ્રભુ બાત નીહાળત બહાર માસ બિતાઈ.
દુઃખ વીદારન આય ગયે હરી પ્યારી ગલેસે લગાઇ,
બીર હરી પીર મટાઇ-કીજે.

---

(૨૧૪)—પાંડવ ગુપ્ત, નિવાશ—

કુંન્તીમાતા તનુજ તારા, વીરપણું બેઠાં હારી,
હાથતણાં હથીઆર ઉતારી, ચાકરી ચુડીને ધારી,
સિંહ વશ્યા શિયાળ અવાશે, સિંહ સ્વરૂપને વીચારી,
ગોબ્રાહ્મણના રક્ષક રહેતા, ભક્ષક વૃતિવિસારી,
રાજ રમાની લાજ લુંટાયે ખાજ અખાજે, ખુવારી,
વ્યંડળ વિરા પ્હેરે ચીરા. ધર્મ ધીરા, લાચારી—કુન્તી.

(૨૧૫)—સાગર સરિતા !—

કુંવારૂં રહેવું ઘણુંજ સારૂં બલ્યું પરણવાનું-કાકાજી બલ્યું
પરણવાનું
સારો ધણી જો નહી મળે તો જુગ જુગ રડવાનું-કાકાજી જુગ
જુગ રડવાનું
પ્રેમથી રમાડું તને વ્હાલી હમેશાં, ખાલી તું શીદ અકળાય, ઓ
વ્હાલી, ખાલી તું શીદ અકળાય

ભાણીયા દીકરા મુંગો મરી રહે, નહિં તો ફજેતો થાય, ઓ કાકા તમારૂં નખોદ જાય

મેના તું કયારે હવે મારી થાય......નહીં તો......કુંવારૂ૦

(૨૧૬)—જહેરી અંગુસ્તરી—

કુદરતકા તું દાતા જગકા પાલનહારા.
જગપરવર સુખ દુઃખકા તુ સુલતાં ગુન વાલા—કુ૦
ગીરિધર સુખકર દુઃખહર શાન ગ્યાન ! તોરી પ્યારી,
જગકાવાલી ચંદર આલી, છત્તર શીશ પરહે ન્યારા—કુ૦

(૨૧૭)—ગાયન દર્પણ-રાગ ગરબો. ભૂપાલ—કલ્યાણ, દાદરો !

કેવી મુરલી વગાડી મનલીનોને, મને બીરમાવીને જોબન છીનોરે—કેવી.
કહાના જવાદે મને વાર થઇ છે ઘણી, મારી સાસુ છે નદારી તુંપે ઘણી
એવું જાણુતી તો એ વાટે આવતી નહી, એવી કપઠી રીત મને ફાવતીનહી
બીકથી કંપેરે મારો સીરજોરી—કેવી.
કહાના હું લાગું છુ ચરણ તારે આજથી જો, ઇશ્વર કારણ મુકી દે મને લાજથી તો.

લાડકવાળા કેવાય નંદજી જો—કેવી૦

(૨૧૮)—જલસા સંગ્રહ— રાગ, કાફી, દાદરો !

કેસે બોલેરે પપીયારા પાપી દેજ, મોરા જીયરા કહો—કેસે૦
સાંજ નહી બોલે સવાર નહી બોલે, ફીર બોલે માજલી રાત પપીયારા—કસે૦

(૨૧૯)—જલસા સંગ્રહ— રાગ, પીલુ—હોરી.

કેહે દીજો હમારી રામ રામ જાકુ મીલે મોરા શામ—કેહે.
નગર નગર ઔર દ્વારે દ્વારે, હોરી ખેલનકી ધુમ ધામ ધામ—કેહે
ઊમંગે જોબન પિયા માનત નહી, કેસે કે. રખું મેં ઠામ ઠામ—કેહે
ભુખ પેંઆસ રાધીકા છાંડયો, ધેયાન તોપે પરોહી અષ્ટ જામ—કેહે
કૃષ્ણ નંદસુ ઇતની હે બિનતી, પ્રભુ કયું છોરી એસી બામ બામ—કેહે

(૨૨૦)—જલસા સંગ્રહ— રાગ, ખમાચ—હોરી.

કેસે ભરન જાઊં પાણી—સાંવરામે કેસે૦
મોહે બિચ મીલે મધુ બનકો—સાંવરા—
કુવે જાઊં તો કીચ લગતહે, જુમના જાઊં પિચકારી;
ગોકુલ જાઊં તો રંગમેં, બિનત હું, એસી ગત મતવાલી,—સાંવરા૦

(૨૨૧)—નરપિશાચ—
કોઇ અલબેલે અણસારે તેડી, હું ચાલી તે મેડી,
કામણ કરી મને હેડી-મૂકો આવરણાગી. આ-છેડો ના છેડો-કોઇ૦
ગુલે ગુલઝાર અંગો નિબહાર, તમે લઇ લેશો ના
મરમનો મારા વચનનો પ્રહાર, તમે કંઇ કેશો ના
ગાલો પર ચાર ચુંબન અપાર, મને કંઇ દેશો ના—કોઇ૦
(૨૨૨)—નવીન નવલ-ગંગા—
કોઇ મને સ્યામ બતાવે, જો કોઇ લાવે મુખ બતલાવે.
મન ગમતું મુલ પાવે..............કોઇ મને-
તરસી ગાય તરફડીયા મારે, પાણી આરો જણાવે,
પ્રીતી વાટે ભુલી પડી છું, પ્રેમ મારગ કોઇ ચલાવે-કોઇ-
(૨૨૩)—સંગતના ફળ—
કોઇ કરો ન કુસંગ-કુસંગ, તો કાજળ જેવો.
નિર્મળ નર ને નિચા પાડે, નિતી બગાડે એવો
ડાહપાનું પણ ભાન ભૂલાવે...........
એવા કુસંગને સ્નેહ ધરી નહિ સેવો—કુસંગ૦
સંત મહંતને ભક્તિ ભુલાવે, લપટે કૈંક કુટેવો
સુખનો શત્રુ સંગ કુટિલનો સારું ચહો તો ભાઇ, થવાના દેવો-કુસંગ૦
(૨૨૪)—સરદારબા— "કજોડાની કહાણી."
કોને કહીએ કજોડાની કહાણીરે, જેમ બળદ પીલાયે ઘાણીરે-કોને૦
શોક વગોવે ને સાસુ સંતાપે, વળી પીયુડો છે પામર પ્રાણીરે-કોને.
હું જોબન રથ ઝુલતી, પણ જોડીની ખોડ
પીયુડો રમે લખોટી યે કરતો દોડા દોડ
જગદીશ! હવે ગભરાણીરે, સહાય કરજો શ્રી સારંગ પાણીરે......
(૨૨૫)—જલસા સંગ્રહ—રાગ, પીલુ, દાદરો.
કોનશી તલઇવાંમે નાહુંરે, બગલા પાણી જકાર ગયો.—કોનશી.
ગંગાબી નાહી વારી જમુના બી નાહી, અજોધયાકી ઘાટરે. બગલા.
રાની જો હું મેં રાજમેં કુંવરકી ચાહુ તોપકડ મગાવુંરે.-બગલા.
(૨૨૬)—જલસા સંગ્રહ—રાગ, કારી, હોરી.
કોઇ એસા કરોરે પિયાકા દીલ લલચાય.—કોઇ.
જંત્ર મંત્ર જાદુઇ ટોણા, લાખ જતન કર હારી,
નવ લાખ તાવિજ રખી છતીયનપે, એક ન હુઇ કારી-સખીરી.
ઓરોંકી સખી સબ ખેલે જો હોરી, મેં બૈરન દુખીયારી;
મેરે બદનપર બુંદ નહી હય, એહી દુઃખ મોહે ભારી-સખીરી.

(૨૨૭)—ગઝલે મહેફીલ, માંથી અધુરૂં—ગજલ, કવ્વાલી.
કોઇ અયસી સખી ચાતુર ના મીલી, મુઝે પિકે દવારે બિઠાદેતી.
મેને રાહ મદિનેકી દેખી નહી, મોરી બૈયાં પકડકે બતાદેતી.
મોરે મનમે હય અબતો જોગનીયા બનુ, ઔર મલકે ભભુત મદીને ચલુ,
સખી લોદકી નગરીમેં કહે રહું, નહી પરસો ચેન જરાદીની.
પીયા સાત સમુંદર પાર બસો, મેરા પગમે ન ચલનેકા જોર રહો,
નહી જાતી મદીને મે કોઇ હવા, મોહે મુલકે અરબમેં ઉડાદેતી.
મોરી ચેહ મે ઉમરતો સુખસે કટી, ચલી પીકી નગરીઆ તો સોચ પડી,
કોઈ ગુઈયાંભી સાથ ન આઇઓરે, મોહે હેત બહાકી બતાદેતી.
મેતો સુની સેજરીયાપે તરપત હું, પીયા દેશો અરબમેં બીરાજત હય,
કભી દેતે જો સુપનમે દરશ દીખા, વંહીં, ચરનોમેં શીશ નમા દેતી.-કો૦

(૨૨૮)—ચમકતી બીજલી—
કોઇરે કભી દીલ ના લગાય હએ, એહ દહેર સુવા સંસાર કયું સતાયે.
અબેસ અબસ કરત ચુનવાએ મકાં બનવાએ,
ઓ જહેદ ભરે માર હએ સામાન સભી બેકાર,
દીયાજીયા કીયા જગપર હાતુને, કુરબાં પાઉ હાકએ લાએ......

(૨૨૯)—જલસા સંગ્રહ—રાગ, કારી, હોરી.
કોઉસરકા જામ ભરદે, નજફ કે બસૈંયા—કોસરકા૦
પુલ સરાદકી રાહા, બિકટ હય, ઓર ગુણહારી દૈયાં,
અબકે પાર ઉતારો અલીજી, તુમકુ નબીકી દુવૈયાં.-નજફકે.
તુમારી કમર ઝુલફે કારજ સોહે, તુમ દુલદુલકે ચહરઇયાં,
અહેમદ તોરી આસ કરત હયેં, કારી કામરી વાલે કનઇયાં—નજફકે.

(૨૩૦)—મનુ-મણી—
કંજુસ કેરી કમાણીરે, આખર ધુળધાણી,
છાની રહે બેશ-એશ કેરવે શું, પૈસાપર પાણી-કંજુસ૦
ભલે શરીરની ચમડી તુટે, પણ હાથેથી ન દમડી છુટે,
સાચી જગે તે કહાણીરે—આખર—કંજુસ૦
પળી પળી ભલે સીંચે કૃપણ પણ, રામ ઉડાવે મારો કુપ્પો,
રાજા લુંટે ઘર આગે બાળે કાંતો તસ્કર લે દઈ ટુંપો.
પરંતુ પાજીની પુંજી ટકે ના, વદે એમ વેદવાણીરે-આખર-કંજુસ૦
આવ્યા બાંધી મુઠી, જાવું ઉગાડે હાથ, હાથે કર્યું સાથે, બીજું નકોઇ સાથ,
ચુપ ચુપ ઠાલલા, નિકળ અહીંથી, બ્હાર નીકર ખાઇશ માર.
કોઇ કરે ન વ્હાર,-મારો બેલી કિરતાર વાત, જાણીરે-આખર-કંજુસ૦

(૨૩૧)—સત્યનારાયણ—

કંસ નીકંદનં, જય ભીડભંજન, વંદન દુઃખ હરતા !
મન રંજન કરતા નીરંજન, જય જગના ધરતા.-કંસ.
અંજન નયના ધાર, પ્રભુ છો સૌના પાલનહાર, (૨)
ભાલ સુચંદન જય ખલખંડન, નંદનવન ફરતા.-કંસ.
"અકળકળા કળી ના શકે, પામર જીવ નાદાન;
વિરલા વિભૂ પીછાણતા, જેને તમનું ધ્યાન.-કંસ.

|કા| |કા|

(૨૩૨)-મારવાડી ભાષાનું ગાયન મજાક, રાગ, લુવર, સારંગ, તાલ, લાવણી.

કાંટો લાગોરે દેવરીયા મોસે ગેલ ચલો ન જાય,
અપને પીતાકી મે અલબેલી, જોબન ખીલ ગયો ફુલ ચમેલી.
ધુપ પડે કુમલાય—કાંટો લાગોરે.
આધી બી રાત મોહે લે આયો, રસ્તા છોડ કુ રસ્તા લાયો,
ચલત ચલત મોરી બીચલી ટુંટી, જજરી દેહ પીરાય-કાંટો.

(૨૩૩)—જલસા સંગ્રહ—રાગ, ખમાચ, દાદરો !

કાંઇ લટક લટક ચલંત મોહન આવે ભાવે,
અધુરી, અધુરી, મધુરી, મધુરી, મોરલી બજાવે-કાંઇ.
ખાંધે કમરીયાં હાથે લકરીયાં બનમે ગઊવાં ચરાવે,
સાંવલી સુરત મોહની મુરત મુખસે બિન બજાવે-કાંઇ.

|ખ| |ખ|

(૨૩૪)—ધ્રુવકુમાર—

ખળ ખળ ખળ આંસુ, આંખથી આ ખરે છે.
ધગ ધગ ધગ હૈડું બાપડું, આ બળે છે.
પળ પળ પળ પ્રકટે, અંગમાં અગ્ની એનો,
વિરહ બહુ દમે છે, આજ કુમાર ધ્રુવનો.
ધ્રુવજી વીના મારૂંરે, જીવન થયું ખારૂં,
જીવન થયું ખારૂં, સહુ સુખ અકારૂં.
નારીના નેહે લપટાઇને, ભુલ કરી ભારી,
ન્યારૂં કર્યું બાળ બિચારૂંરે, જીવન.
રાજતાજ વૈભવ બધા જોઇ બળે ઉર લાય,
પુત્ર વિયોગે પ્રાણ મુજ પાપી કેમ ન જાય.
હાય થશે હવે શું મારૂંરે. જીવન.

(૨૩૫)—ભજન.—
અમર નહીયા જગમેં પલકી. રામ સુમીરલે સુમરન કરલે, કો
જાને કલકી.
કોડી કોડી માયા જોડી બાત કરે છલકી.
પાપ પેટ ધરી શીર ઉપર ફીસ બીધ હોવે હલકી,
જબ યહ હંસા નિકલ જાયગા મીટ્ટી જંગલકી,
એક ચંદ્રમા નવલખ તારે જોત નાહી જનકી, રામ

|ખી| |ખી|

(૨૩૬)—બુદ્ધદેવ—
ખીલ્યાં પુષ્પની પરાગ મીઠી મ્હેકે,
સાહેલી જાણે અમર તણો આનંદ લ્હેકે,
ફુલી વૃક્ષવેલી, દીસતી સોહામણી.
એ...બ્હેની ચાલો હેતાળ એની છાંયડી,
વિશ્વવાટિકામાં પ્રેમ પ્રેમ બ્હેકે—સાહેલી.
મિઠું યૌવન પુર આ, મીઠો સ્નેહ સ્વભાવ,
મીઠી કુસમલ છાંયડી મીઠો તરૂ કલાપ;
લલિત પુષ્પ શાં સોહાય, નિરખી નયણાં ઠરી જાય,
અંગ આનંદ ઉભરાય—વિશ્વ વાટિકામાં.

|ખે| |ખે|

(૨૩૭)—મીસ મલકાજાન—રાગ, કાફી, તાલ, દીપચંદી—
ખેલત નંદ કુમાર બરજકે લોગનમેં—ખેલ.
બીજકી સખી સબ બનબન આઇ, એરે કુમકુમ ઔર ગુલાલરે,
ખેલત નંદ કુમાર બ્રજકે લોગનમે.

|ગ| |ગ|

(૨૩૮)—મીસ રોઝા—રાગ, મલ્હાર, ધીમા, ત્રીતાલ—
ગરજ ગરજ બરસનકો આયે, મેહરવા બરસન લગી બુંદરીયા,
એક તો દમક દામની દમકે દુજે મોર પપૈયા,
બોલન લાગે, ઉચટ ગઇ મોરી નિંદરીયા—ગરજ.

|ગા| |ગા|

(૨૩૯)—શુંગીરૂષી—
ગાન મધુરાં કંઇ ગા, અલી રજની, ગાન મધુરાં કંઇ ગા,
તારલીયા તણો સાલુડો ધારી, કામણગારી ન થા...અલીરજની
ચાંદલીયાને ઉરપર ધારી, એકલડી ના હરખા ........અલીરજની.
યોગીજનો સખી સાધે સમાધી, શિતળ સમીર તું વા,...અલીરજની.

ગી | ગી

(૨૪૦)—મુદ્રાપ્રતાપ—
ગીત વખતનાં ગાવાની ગત, પુછી જુઓ ગાનારાને.
જેવું તેવું ખાવાની ગત, પુછી જુઓ ખાનારાને.
મહાજન મોટા થાવાની ગત, પુછી જુઓ થાનારાને;
વિણુ બોલાવે જાવાની ગત, પુછી જુઓ જાનારાને.
ધાડ પડે તો ધાવાની ગત, પુછી જુઓ ધાનારાને.
જેને તેને ચાહવાની ગત, પુછી જુઓ ચાહનારાને.

ગુ | ગુ

(૨૪૧)—નિલમ માણેક—
ગુણીજન વાવે છે ગુલાબ, નહિં કાંટાં તો લેવાને
સુગંધ મનહરણી મેળવતાં, મન, સુખ લેવાને...ગુણી.
કોઇ મુરખ બાવળ વાવે, કાંટા લઇ પરદા ચાવે.
સંત જનો સત્ત ગુલાબ વાવે, સુંગધ ભરવાને
આ કર્મ તણા કંટક ત્યાગે, ભવસાગર તરવાને...ગુણી
(૨૪૨)—પિતૃભક્ત પ્રભાકર—(ગંગા યમુના અને સરસ્વતી સંવાદ)
ગુણુની ખાણુ મને ગણુ, ગંગા, કષ્ટ અધમના કાપું,
મુજમાં ન્હાતાં મનુષ્યને હું, મોક્ષ નિરંતર આપું.
મહિમા મારો એવો, સાખ પુરે છે ...દેવો...
જમના મારૂં નામ અરે હું, યમ ની બીતી ટાળું,
મારૂં પાન કરે જે તેનાં, પાપ તમામ પ્રજાળું.
હરનારી છું હાની...વાત એ છે...ના છાની,
સરસ્વતી હું સુંદર મારૂં જળ કિલ્લમીશ હરનારૂં,
કરે સ્નાન શ્રદ્ધાથી તેનું સદા કરૂં હું સારૂં.
કરૂણા મારી પામી........દાસ ખોય છે ખામી,
મુજને તારો પાપ નીવારો......આવે દુઃખનો આરો,
કરૂં સ્નાન ને પાન હમેશાં દ્રઢ વિશ્વાસ તમારો
સુખમાં દેજો સ્થાપી......માતા છું...પુરો...પાપી.
(૨૪૩)—મીસ જાનકી બાઈ—રાગ–ભૈરવી–તાલ. દાદરા,
ગુલનારો મેં રાધા પ્યારી બસે, જાહી જુઇ મેં કન્હેયા બસે,–ગુ.
ચંપામાં ચતુરભુજ બેલામેં બિહારી.
તેરે નયનોમેં ગીરધારી બસે, જાહી જુઇમેં કન્હેયા બસે–ગુ.

ગો ગો

(૨૪૪)—સતી દ્રોપદી—

ગોવીંદગુણગાવોરે નરનાર, ગીરધર શ્રીધર, શ્રીમુરલીધર.
નામથી નેહ લગાવો-હા, નેહ લગાવોરે, નરનાર.
મારૂં તારૂં મીથ્યા માની, કૃષ્ણ કૃષ્ણ કહે જાવોરે,
અધમ ઉધારણ ભવ જળ તારણ,
નિરભય નામથી નાવોરે-ભય નામથી જાવોરે.

(૨૪૫)—ભદ્રાભામિની—

ગોરા ગાલો ગુલાબી પ્રેમ રંગે રંગાશે, ઝલકાશે છલકાશે,
પ્રીતી આનંદે હસંતે મુખેરે છવાશે.-ગો૰
ચંદા ખીલે ત્યારે કુમદ વિકશે આનંદ રેલી રેલાવ.
આનંદ ભરતાં અમૃત ઝરતાં, વિશ્વે વિહરતાં સુખીયાં થતાં—ગોરા.

(૨૪૬)—અંબરીષ—

ગોવિંન્દ તારા ગુણ ક્યા ક્યા ગાઉં (૨)
હોજીરે સાગર ગુણ ભરીયોજીરે.

નવશે નવાણું પુર્યા નવા નવા ચીર વ્હાલા,
દ્રૌપદીની વ્હારે ઝટ ચડીયો—હોજીરે.

ઇન્દ્રે કોપીને વૃષ્ટિ વૃજમાં કીધી ત્યારે.
ટચલી આંગલીયે ગિરીવર ધરીયો—હોજીરે.

કણના કોઠાર ભરીયા, લુંટયા રંકે આ ઘડીરે,
બમણો કણનીધી ક્ષણમાં કરીયો—હોજીરે

(૨૪૭)—સ્નેહ-સુધા—
ગોરી ધીરે ચાલો જોબનીયું છલકાઇ જાય.

ઝલકઇ જાય મીઠો રશ છલકાય—ગોરી૰
પાલવડો મૂકો મારો પાય પડું છું વ્હાલા,

નવરંગ ચિર મારા જૂવો આ ચિરાઇ જાય હાય-ગોરી૰

કરગરી કહું છું હુંતો, બલજોરી છોડો લાલા,
પતલી કમર લચકાઇ જાય હાય-ગોરી.

(૨૪૮)—મીસ જાનકીબાઇ—રાગ, પીલુ, જીલ્લા, તાલ—લાવણી.
ગોરી ધીરે ચાલો ગગરી છલક ના જાય,-(૨)

છલક ના જાય છલક ના જાય,-ગોરી
સિરપર ઘડા ઘડાપર ગાગર, પતલી કમર બલખાય, નાજાય-ગોરી

(૨૪૯)—ખુને નાહક—

ગોરે ગોરે ગાલોપે સ્યામ મનવારા, પ્યારા જગસે ન્યારા...મો.
સુંદર કમલ મીરગ સારંગ અંગ, સજાવત ચમકત હરદમ,
અમસા ગુન પાઓ જગત કરો મોહે છાંડ ન જાઓ પીયા હીનારે
હાં મોરા—ગોરે

પ્રાન ગયે પરમાત માહા.........લાગે નયનકા બાન,
જીતડ પતહય તુમ બિના..........દરશ દીખાવો ભગવાન...મો.

|ગ| |ગં|

(૨૫૦)—નંદબત્રીસી—

ગંગાજળ નિરમળ સમુ, શુદ્ધ પવિત્રજ સાર;
તેવું કુળ જો માહરૂં, (તો) પડ પાસા પો'બાર.
હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત સાર;
પીધા વીણુ પાછો ફર્યો, (તો) પડ પાસા પો'બાર.
સત્ય ચુકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર;
તે ગુણુ જો હોયે મુજ મહિં, (તો) પડ પાસા પો'બાર.
નાગ મુખે અમૃત ઝરણુ ચોર કને ભંડાર,
કામી પાસ રહે કામની, (તો) પડ પાસા પો'બાર.
મીઠા આંબો સર્વદા ઉત્તમ ફળ દેનાર,
તેવું કુળ જો માહરૂં, (તો) પડ પાસા પો'બાર.
વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે ઠાર;
દીઠું પણુ અડકયો નહીં, (તો) પડ પાસા પો'બાર.
અહલ્યા સીતા દ્રૌપદી, સતી ખરી નિરધાર,
તેવું ચિત્ત જો માહરૂં, (તો) પડ પાસા પો'બાર.
ભુખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર;
ખાધા વિણુ ઉઠે નહિં, (તો) પડ પાસા પો'બાર.

|ગૃ| |ગૃ|

(૨૫૧)—ભિષ્માપતામહ—

ગૃહસ્થાશ્રમની સોભા સઘળી નારીથી સચવાય.
તે નારીને કહો નઠારી, એ કેવો અન્યાય (૩)...ગૃ.
અવનિમાં ઉપન્યા બે સાથે, પુરૂષ પ્રકૃતિ રહ્યા સંગાથે.
વંશ વૃદ્ધી જેના થકી થાય (૨) એથી ઉત્તમ કહ્યું કહેવાય. તેગ્ર.
નારી વિના કહો કોણુ નિપજ્યા, સાર્વભોમ પણુ એથી ઉપજ્યા;
ધ્રુવ પ્રહલાદ અને યદુરાય, એની પણુ નારી મા થાય;—તે—ગ્ર૦
જગતની જે આદ્યશક્તિ, નારી રૂપે પ્રત્યક્ષ પ્રગટી;
ગૃહિણી ગૃહદેવી ગણાય, રિદ્ધી સિદ્ધી સ્ત્રી સમજાય—તે—ગ્ર૦

|ચ| |ચ|

(૨૫૨)—સતી તોરલ—

ચર્ણ નમે સ્નેહે વિનવે...વળી સતિયોનાં નામે મોટા મુનીયો નમે
શીયળ શૃંગારે શાણી, દેહ દીપાવે, પતિ પ્રભુમાં જેનું મનડું રમે...સતિના
હરીહરને બ્રહ્મા જેનાં પારણીયે ઝુલ્યાં, સુણતાં ઉત્તમ ગુણુ—તનનાએ
તાપ સમે—સતિયો.

સાવિત્રી સતીયે, પતિને, યમથી છોડાવ્યો, ચારૂચરિત્ર જોતા જગને ગમે...સતિયો.

(૨૫૩)—પરશુરામ—

ચડયું ડોલે. હિંડોળે ચેનું જોબનું, ભરી મદ નયન માંહય
ઉર મીઠી મીઠી લ્હેર જણાય, ના શમજાય. શું એ થાય અવનવું—ચડયું
રસ ઝરણુ ઝરી ભીંજાવે, જાણે જગત સુધા વરસાવે;
ઝીલતાં એ રશ સાગર ભાવે. તૃપ્તી હૃદયમાં નવ આવે;
રશબસ બની. ટાળી ભેદ, કરી અભેદ. ઝીલશું જીવન તનું—ચડયું

(૨૫૪)—અર્સારે હીર્સ—

ચલતી ચપલા ચંચળ ચાલ સુંન્હરી આ અલબેલી—
જોબન રસ માતી ડોલે બયનન અમરત રસ ઘોલે,
સંગમાં બન મંડળ ખેલી આલી—
"એક તો નયના મદભરે, દુજે અંજન સાર,
એ બૌરી કંઇ દેત હય મતવારની હતીયાર."
અહાહા શાનો વાલી, ઓહોહો ભોલીભાળી.
નખ એસલી હય—નાર નવેલી

(૨૫૫) કવી છોટમ—રાગ, ભજન,

ચટપટ ચેત હેતકર હરીશું, મરણુ ભજે છે માથે રામજી,
ધામ ધરા ધન સુત-ઘણીઆણી સેવક નાવે સાથે રામજી...ચ૦
હોય લાખ તે રાખ બરાબર, તેમાં નહીં કાંઇ તારૂં રામજી
ધન સાંચ્યું પણ ધર્મ નસાંચ્યો. કર્યાં જન્મારો હારૂં રામજી...ચટ
મોટ પણાનું માન ભરાયું, માટે કંઇ નવ સુજે રામજી
જમના કીંકર જોશી ત્યારે, થર થર કાયા ધ્રુજે રામજી...ચટ
કર સતસંગ અંગ હોય નિર્મળ, રંગ હૃદયમાં લાગે રામજી
કહે છોટમ ચીંતામણી પરખે, તો ભવનો ભાંગે ભય રામજી...ચટ

(૨૫૬)—જહેરી-સાપ—

ચલાજારે બેદરદી સીપૈયાં,હરજૈયાં, વાહીયા,તોરે સંગ નાહી બોલની-ચ૦
ગરજૈયા હરંજયા વાહયા તોરેસંગ નાહી બોલતી.—ચ૦
માનો માનો માનોજી માનો, વાયદા હમારા જુઠ નવ જાનો,
આંખોસે આતા, મોકાજોપાતા પ્યારીકો, મે અપને ગરવા લગાતા-ગર૦

(૨૫૭)—ખુબસુરત બલા—

ચલે ઇશ્કમેં આએ જીગર પર, દો ધારે;
ચયન આશિકકો દમભર કયું કર હો,
મુસીબત ઝેલી બલા સરલેલી.
તબીયત ખેલી પહેન ગયે સવેલી-મજે ઇશ્કકો.

પ્રેમ પ્યાલા જબ તુમ દીનો મત હમરી બઔરાઇ,
હિરદે બાન નયન કે લાગે, શુદ્ધ બુદ્ધ. બિસરાઇ.
પ્યારી પ્યારી બતીયાં, કરત ઘતીયા તજોજી છતીયાં,
લાગોજી પ્યારી તોરે વારી–ઇશ્કમેં.

(૨૫૮)—સંગીન બકાવલી—

ચલ ઘોડે અસવારરે, ચલ ઘોડે અસવાર, હો,
ટક ટક ટક ટક હાંકુ ઘોડા, તનપર કોડા મારરે—ચલ.
નાન કબાબ ઔર ભાજી જીસપર, પેંડા બોટલ ચારરે—ચલ૦
પલ પલ જા તું યાર બના તું દેખ મેરા સીનગારરે—ચલ૦

---

ચા (૨૫૯)—બેધારી-તલવાર-ઉર્ફે—વસુંધરા—

ચાલ હવે ચાલ વ્હેલી વ્હેલી, વળી વળી વ્હેકે શું જોતી ત્રળી બેલી.
તારા તનમાં લાગે છે તાલવેલી સાહેલી તારાતનમાં–૦
રહી જાશે મોને સુગંધી મજેલી,–અરર પગમાં વાગ્યો કાંટો,
જુઠો કોઇ આવી બાંધો પાટો, જુઠી. ક્યાં વાગ્યો છે કાંટો,
આમાં બાંધવો કયાં પાટો–હવે ચાલ. ધુતારી ચાલ, ( ચાલીયે છીયે )

(૨૬૦)—માલતિ માધવ—

ચાલ...ચાલ...ઓ...અલબેલી, વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી,
તારા ઉરમાં આનંદની હેલી, સાહેલી, તારા ઉરમાં આનંદની હેલી.
મળ્યા હવે ભેગાં, ચંપો ને ચપેલી..................ચાલ ચાલ.
મારા પગના ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી.
(ખિલી જેવી ઢીલી, એવી તું એ છે હઠીલી, હવે ચાલ ?)
( આ આવિયે છીયે )..........................................ચાલ.

(૨૬૧)—સૌભાગ્યસુંદરી—

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીના સૌ મળીને દરશન કરીયે,
દુઃખ હરનારી સુખ કરનારી. મુર્તિ માની અંતર ધરીયે.
ભાવ ધરી જો પુંજન કરીયે તો ભવસિંધુથી તરીયે
ચુવા ચંદન કુમકુમ કેશર, અરચન કરીને નત ઠરીયે;
અબીલ ગુલાલ ને પુષ્પમાળથી માને વધાવી મંદીર ભરીયે.

---

ચી (૨૬૨)—સત્યનારાયણ—થાવાનું તે થાવાનું છે— ચી

ચીન્તા મુરખ નર શું કરે, લખીયું લલાટે થાય;
કોડ કરો ઉપાય થાય સું, કર્મ છુપ્યું ન છુપાય;
કેંઇક જન્મનાં કર્મ કર્યાથી; કર્મ સદા બંધાય,
વાવ્યું તેવું છે લણવાનું, વિશ્વ વિભુનો ન્યાય,...ચીંતા,
બાવળીયા વાવિ મુકર્યા ત્યાં, કેમ ગુલાબ ચુંટાય,

ઉગ્યું ગુલાબ પછી ના નહીં તે, બાવળમાં બદલાય...ચીંતા
જાર કરાવી જમે ચોપડે, કયમ મોતી મંગાય.
મોતી દીધાં તો મળશે મોતી, શીદ ખોટાં શંકાય...ચીંતા,

(૨૬૩)—**સુફ્યદ ખુન**—
ચીંતવનને તીર ન જારી, દિલપર આહ મારા;
સંગ દીલ દેકર પચતાઇ, ઉલફતમેં ન રાહત પાઇ.
રાહતકે બાજ આઇ, દીલ મય હુય પસતાઇ;
યેહ તન મન વાર તુજપર સારા, દીલપર સારા.
મોહબ્બતકી ચાહત સારી હય, દો દીનકી સબ દીલદારી હય
બસ મુહ દેખેકી યારી હય—દીલપર—આહ મારા.

(૨૬૪)—**ગૌહરજાન**—રાગ, પીલુ—તાલ—દાદરા.—
ચિંતન નાહિ બદલ ગયે નૈનાં. (૨)
કાગજ હો તો બાંચ લીયે, અરે કરમ ન બાંચો જાય.
ચિંતન નાહીં બદલ ગયો નૈનાં.

---

સુ

(૨૬૫)—**મી. ડી. ડે. સો બુક**—રાગ—બિહાગ. તાલ. એકતાલ.
ચુરીયાં મારી કરકાઇ-અરેહાં સોયારે—ચુરીયાં મોરી કરકાઇ—
લાલ હઠો મોરી ગૈયા ન પકડો—હાયરે કદૈયા મૂરકાઇ—અરે
સાંવરી સખી ચિન્તન ઓર હૈ, કહત કૃષ્ણ ન સુનત પ્યારો,
જાઓ જાઓ કાહે મોરા નીંદીયાં ઊચટાઇ.—અરેહાં.

---

ચો (૨૬૬)—**મોહનીચંન્દ્ર**—
ચોકને આંગણે ચાંદનીરે, ખીલી રૂપેરી રંગ, રંગરે,
આવો સાહેલી રંગ માણવાં;
હૈયાં ખોલીને બેન બ્હેનરે વાતો કરી લ્યો વ્હાલની,

સાખી { વ્હાલા વસે વિદેશમાં, બાળા બાળે વેશ;
{ સેયર સાથ મોકલું શાણાને સંદેશ.

કુંજલડી સંદેશો અમારો, જઇ વ્હાલમને કેજોજીરે,
પ્રીતિ કાંઠાનાં અમે પંખીડા પ્રીતમ સાગર વીના સુના.
સુનાઇરે કુંજલડીને, વ્હાલો મીઠો મેરામણ,
અમને અમૃત ખાણ વ્હાલા પ્રિતમ પ્રાણ.

સાખી { સાલસ મારો સુલક્ષણો, એહો જુઠા ખાય.
{ કરની સુખડી ના ગમે, સોગન જુઠા ખાય.

તમારા સમ ને તમે મને વ્હાલા, જુઠડા સમ શીદ ખાઓછોજીરે.
પીયુ તમારું મનડું ક્યાં જાઓ છો, ઘી ભર્યાં દૈબર—
ઘેર રઝળે છે, કુસકા ખાવાને ધક્કા ખાઓજીરે.

સાખી { સોળ વરસની સુંદરી, સ્વામી વરશ સાઠ,
મોઢું જોઇને મોહી રહ્યો, લાકડી કરતી લાડ.

પગમાં કાંટો વાગ્યો નહિરે જીવું, હું તો નહિરે જીવું, મારી સગી નણંદના વીર હો રાજ.

તેડાવજો મારા બાપાજીને, જોગી જતીને તેડાવજોજી-નહિ.—ચો

ચં (૨૬૭)—**અંબરીષ**— ચં

ચંપા તું મારી દીલજાન વાહ, વાહ, કુશમ કળી કુરબાન વાહ, વાહ.
ચંન્દ્ર વદની છો, ભરી મદની છો, ઝરી રસની! ગુલતાન: વાહવાહ—ચંપા
શાણા ચતુર સુજાણ, વાહ વાહ, ગુલાબ પરી હું.—
છુપી છરી છું—ગળે લગાવે ગુણવાન —વાહ. વાહ.—ચંપા.

(૨૬૮)—**સાગર-સરિતા.**—ભજન, રાગ, પદ.

ચંચળ લક્ષ્મીના ચાળારે જનમુર્ખ ફુલી મરનારા,
કાળાં ધોળાં કરતાનાં રે ખાંતે ખત્તા ખાનારા—ચંચળ.
"જયમ વર્ષાની વીજળી પળપળ કરે ચમકાર
આજ મળ્યું ધન કાલે જાશે, આંખ ચોળી રહેનારરે, ચંચળ,
મોટા મોટા નર મરીગયા ત્યારે ગયું ન કાંઇ સાથ.
જુઠો મદશો જાળવો તમે જાશો, ખાલી હાથરે—ચંચળ

છ (૨૬૯)—**માસરોઝા**— રાગ, દેશ—તાલ, ધીમા, ત્રીતાલ.— છ

છબ દીખલાજા બાંકે સાવરીયા, ધ્યાન લગો મોહે તોરારે.
બાંકે ચિતવન નયના રસીલે, ચાલ ચલત મતવારીરે,
કાહે કરત કિત જાઉં સખીરી. ન માને જીયા મોરારે—છબ.

છે (૨૭૦)—**સરોજની**— છે

છે ધરમતણો હરીબેલી! ધરમજતન જે કરશે તે તરશે...છે.
અંતે સતિયાને જય મળશે, પાપીનો પ્રભુજી ક્ષય કરશે...છે ધરમ

સાખી { " વિના ધરમ, ધનધામ ધરણી ખર ઉપાડે ભાર;
" ધિક્કાર પામ્યો શ્રેષ્ટ પદવિ, સત્ય વિણ સંસાર.

લખપતી થશે, કોડી ન મળશે, લઇ પાપ પોટલા પરવરશે...છે ધરમ.

(૨૭૧)—**કંસવધ**—

છેડ કીધી છબીલે છેડ કીધી, અરેરે ધુતારે ઠગારે, એ કપટી કાનુડે—છેડ.
જળ ભરવા હું ગઇતી, હું જમુનાજીને તીરે.
ભરી બેડું નીરે, ધરી મોરે શીરે, ચાલી ધીરે, ધીરે, ઓય ઓય— કાનુડે કેડ લીધી.
કેડ લીધી એ નકટે કાનુડે, પાલવડે મને પકડી.
હું છટકી ત્યાંથી દોટ દીધી—અરેરે.

છો (૨૭૨)—ઉમાદેવડી— છો

છોડો છોડો છબીલા, જાઓ જાઓ, છો હઠીલા.
મારી લુંટાશે નવલખ લાજ—છબીલા,
તમે મોટા પુરૂષ મહારાજ, પાણી પહેલાં બાંધી લ્યોને પાજ,—મારી
વાહ વાહ વચન રસીલા, તારા નયન રંગીલા.
ગોરી ગાજે સર્વને ગુમાન.—રસીલી પ્યારી—ગાજે
લાગે જેને પ્રીતીનુંજ પાન, ગણે નાના મોટા. સૌ સમાન. ગોરી.

સાખી } કથન કથે જગમાં બધા, વિરલા પાલણહાર.
પ્રીતી ભગત ભામા સદા, વચન નિભાવનહાર.

મુકો મુકો માનુંની ગુમાન,—સાણા દાસી છું તારી સુજાણ.
ચાલો આવો ચતુર પ્રીય પ્રાણ.—છોડો.

(૨૭૩)—બેધારી તલવાર—

છોડો છોડો રસિલા છબિલા છોગાળા.
નહિ બાળને આમ બનાવો;
"પ્રેમવેલી નવેલી, રિસાના રતિ રંગ રાગમાં—છોડો.
રાગની રીતી નથી એ મોહન, દુરનિરંતર વાસ.
યૌવન પુષ્પ ખીલ્યું શા ખપનું, નહિ લેનાર સુવાસ;
રશીકડી હાજર છે આ દાસ;
મદન ઘેલી મદછકેલી કેમ લજાય ભેટે લે, રામ—છોડો.

(૨૭૪)—ખુરશીદ ઝરનીગાર—

છોડો છાંડોજી મોરી કલાઇયાં, દુખાવો નહી બઇયાં. પડું મેં પૈયા પૈંયા.
આહા, ડમરીયા સબ તોરી, ડરીયાં કરો દેખો: મે લઇયાં.
કોઇ, સખીજો સુન પૈયા, આ. આ. આ. આ. આ. જઇઆં—છોડો
ચુરીયા મોરી કરકાઇ. દેખો દેખો. તુમ રામ દોહાઇ.
કાપે લીયા જીયાસે મન રસીઆ, કયા મન બશીઆ,
આવોજી આવોજી ના તરસાવોજી, હે. હે. હે. બાકી જનીવા—છોડો

(૨૭૫)—મીસ. ગૌહરજાન—રાગ, ભેરવી, તાલ, ત્રીતાલ.

છોડો છોડો મોરી બૈંયાં, મોરી મુરકી કલાઇ, છોડો છોડો, નાહિં નાહીં.
અબ દેતીહુ દુહાઈ, છોડો છોડો મોરી, બૈંયા, પીયા;
મોહે છતિયાંપેં અપને લગા, મોહે સારી બતિયાં બતલા,
મેંને જાન લીયા, પ્યારી મેરી, યાર તુ હઠીલી તોબા તોબા,
જીસને તેરા નામ બીલીયાહો,

જ (૨૭૬)—ભિષ્મપિતામહ— જ

જગમાં મેં જોયું દુષ્કરમાં દુષ્કર નારીને વશ કરવીરે.
લાખ ટકાનાં લાડ લડાવો આપો ધનની કુંચી.
ફુલ સૈયામાં રાખો તોપણ કહેશે મુજને ખુંચીરે—જગમાં
સુવર્ણ ક્યારે કસ્તુરીનું ખાતર દુધ પોવાય.
અમૃત પાશો તોય લશણની ગંધ કદી નહિ જાયરે—જગત
હાથીપર અંકુશ કર્યો, કરી ઘોડા કાજ લગામ.
સ્ત્રી અંકુશ કરવા ટાણે શું ! હરી ગયો તો ગામરે—જગત

(૨૭૭)—ભિષ્મપિતામહ—

જખમના દરદો જખમી જાણેરે, વિણ જખમી શું જાણે.
મરદના ઘા તો મરદ વખાણે, કાયર શું જાણે.
ઓ બાઇજી... ... ... ...કાયર શું જાણે.
આમ્ર સ્વાદમાં કોકીલ માણે મૈના દાડમ દાણે.
હરખી હરખી હંસ કમળના કોમળ તંતુ તાણેરે
બગલા શું જાણે.........ઓ બાઇજી.........જ
પતિ પત્ની માણે રતી રણમાં કામદેવને બાણે.
શું સમજે તે જોગી જન્મનાં જે જગ મીથ્યા જાણેરે.
જાણે તે જાણે ... ... ઓ બાઇજી......જ.

(૨૭૮)—પિતૃભક્ત પુંડલીક—રાગ, (ગઝલ)

જગતના જાણ ભેદુઓ...દલાલો સત્ય દર્શાવો,
મને ના ગમ પડે કાંઇ...કહો કાંઇ ભેદના ભાવો.
તિમેરે છાય ધુનિની, શશી ના ધારે શિતળતા, અધુરા, મધુરા, ઉરના ઉભરઃ
લઘુતામાં પ્રભુતાની, થતી ઝાંખી તે બતલાવો......જગતના.
પતિના ચર્ણે પત્નિની, વશી જો મુક્તિ શક્તિ તો,
પતિને ઓધવા પત્નિ કરે ના વ્યાજબી દાવો...........જગતના.
પ્રીતી પરનારીના સંગે, અચળ બંધાય જો પતિની.
સતિની...પછીથી ગતીસી...બનતી.
તુંટ્યું જો આભ તો ટેકા, તણો આધાર બતલાવો......જગતના.

(૨૭૯)—રામવિયોગઃ—

જય જય જય દશરથ નંદન, જગદા નંદન (૩) વંદન.
ગંભીર રણધીર, સીતા સુંદરી આ આ આ...અવસરનાથ,
દૈત્યોને મારો, ભક્તાને તારો, સૃષ્ટિ ઉદ્ધારો.
ધિરકીટ તક ધ્રિ ધ્રિના ધા. ધિના ધા ધા ધાતુના (૩)
ધાકીટ કિટ ધુમ કિટ કિટ ધિના, આ આ અવસરનાથ,
કડાન ધા ધા ધા. (૩) જય૦

(૨૮૦)—[illegible] હુરણમાંથી (મ્હાત્મા, તુલશીદાસ, કૃત-કૃતી)

જય રામ રમારમ [illegible], [illegible]તાપ ભયાકુલ પાહિજનં,
અવધેશ સુરેશ [illegible]વિભો, શરણાગત માગત પાહિ પ્રભો.
દશશિશ [illegible] [illegible]ભુજા, કૃત દૂરી મહા મહી ભૂરી રુજા,
રજનીચર [illegible] [illegible]ગ રહે, શરપાવક તેજ પ્રચંડ દહે

(૨૮૧)—અશ્રુમતી—

જપની મીનમની [illegible]પમાળા, જુવતી જે અલબેલી;
જોબન રસરંગે જેની બની ઘેલી, વ્યાકુલ, જ્ઞાના વિણ વ્હાલી વેલી

સાખી { તન મનમાં વ્યાપી રહ્યો જોબન વસંત જંગ,
રસભોગી રશીયા વિના, રમશો ક્યાં રસરંગ.

જાણ્યું ન જહીયે કોઇ રશીયો રંગીલો.
ચપચપ કરતાં કરતાં ચેતી જાતે ચલો શ્રી.
બળતાને બાળી સખી હૈડે શું હરખાય.
આહા અકળાય શાની છેક, છબીલી.

(૨૮૨)—મીસ, જાનકીબાઈ—રાગણી. કુવર, સારંગ.—

જમના તટ રામ ખેલે હોરી, (૨) દોડ દોડ પીચકારી ચલાવત,(૨)
અબીર ગુલાલ ભરે ઝોરી—જમના તટ રામ.

(૨૮૩)—મીસ અંજનબાઇ—રાગ-બટવા. તાલ, લાવની, હોરી.

જશોદાકે લાલ ખેલે હોરી, કૈસી ધુમ મચોરી. જશો.
મુરલીકી ધુન સુન ગોપી બિકલભઇ, સબ મિલ બાત કહોરી.
અંગ અંગ ભુખન સબ સાજે. ચલો કીગનકી ઓરી, કૈસી.
આય અચાનક ગલે લગાવત, દીયો અંગ કઇ જોરી.
ગારી દુંગી છોડ દે મોહન (૨) તુમ્હે તમિજ નહિ મોરી કૈસી.
ચહુવા ચંદન અત્તર ગુલાલકે, ગલીયન કીચ મચોરી.
ઉડત ગુલાલ લાલ ભયે બાદર, ચલી રંગકી ઝોરી. કૈસી.

(૨૮૪)—મીસ, રાધાબાઇ.—રાગ—પ્રભાત.—

જગાવે જશોદા મૈયા, નંદના કુંવર જાગો;
નંદના કુંવર જાગો, હરી હમને વ્હાલા લાગો. જ.

સોળ કળાનો સુરજ ઉગ્યો, અંધકાર ભાગ્યો;
ઘરઘરની ભામની જાગી, અરૂણુ સોહાવ્યો. જ.

પંચ વસ્ત્ર અંગે ધરી, પ્રેમનો છે વાગો;
વલોણાનો ઘોર વાગ્યો, હરખ પ્રેમ વાધ્યો. જ.

(૨૮૫)—સરદારબા—

જનમી જગમાં જેણે નવ કીધું પ્રેમ મદિરા પાન
ગોરી ગબરૂ સુંદર દીલબરના ગાને નહિ ગુલતાન
જનમ્યો તથાપિ નવ જનમ્યો, સમજી લ્યો તે હેવાન

બ્હાદુર ઝંકા કરતાં ડંકા, જે મોજી મસ્તાન—જન્મી૦
ભર ભર પિયાલા પીલીયો ઉડાવો રાગ રંગ
દિલબરની સાથ બાથ બીડી, ખેલો રંગ જંગ—હો.
ગુલતાન ગાન તાનમાં ભરપુર ભાગ્યવંત
અજબ રંગ અજબ રંગ રંગ રંગ—વાહ૦

(૨૮૬)—બુદ્ધદેવ—

જગમાં લોકો, મારે ધોકો; સમજ્યા વિના કરે મત ખોટો,
ફરી ફરી નહિ મળે માનવ આ અવતાર,
ગાડી ઘોડામાં ફરવું, શા માટે જગથી ડરવું
પરધન હરી હરીને, ખીસ્સાં પુરાં ભરીને,
કોઇ સુંદર પરીને, સાથે લઇ ફરીને.
મજા ફગી તે ખરી, મરવા પછી કાંઇ નથી જોવું.
હેતું કરી ખાવું પીવું, મસ્ત થઇને રહેવું—જગમાં.

(૨૮૭)—કંસવધ— રાગ—ગરબો.

જમુનાને તીરે જાદુ વાલે સખી બંસરી બજાવી,
નંદલાલે વ્હાલે ચિત ચોરી મને બાવરી બનાવી,
ભુલાવી મારૂં ભાન સાન કહાન ગયો હાંહા,
અને મોરલી એ મોહીની ઉપજાવી—જમુના.

સાખી { સુંદર છબી જોઇ છેલની, ઉપજી અંતર પ્રીત;
નટવર ગિરવર શ્યામમાં, ચોંટયું મારૂં ચિત,

નયન નેહે નચાવ્યાં વાલીડે સખી મુખ મલકાવી, છુપી છુપી કરી સાન;
અને લોભીરે હોરાવી, ન ભાવે ખાનપાન નિંદ ન આવે હવે
લગન લલનાએ પ્રેમની લગાવી,

સાખી { વીરહ થકી વિંધાયાલું, અંતર અતી અકળાય;
અળગો રહે અલબેલડો, શું કરૂં સખી ઉપાય; જમુના.

(૨૮૮)—કબીર ભજન— રાગ, ભૈરવી.

જનમ સબ ખોયો ખટપટ મેં, પ્રભુકો ન રટયો અપને દીલમેં—જ૦
કહત કબિરા સુનો ભાઈ સાધો, પ્રભુ બસે અપને મનમે—જનમ૦

(૨૮૯)—તારા-સુંદરા—

જરા ધીરેસે આવો પ્યારી નેનાં મિલાવો.
એક બોસા દીલાઓ. દિલદાર મોંહે પ્રાન—જરા.
પ્રેમ પ્યાલા પીલાઓ, મીઠી બાતો સુનાઓ,
પ્યારી રંગે રિઝાવો, આવાર મોહે પ્રાન—જરા.
અજી ચલોજી સાથ, ગલે ડાલોજી હાથ—(કરો ધીરેસે બાત)
એજી, વાહ. વાહ. વા.—(૪)—

(૨૯૦)—અસીરેહીર્સ—

જવાં દુલ્હાપે હું મય નીશાર મુઝે ખુસમટપે મેહું નીસાર;
તેરી મેરી જોડી બની મજેદાર, અંધી કાની જોડી બની મજેદાર.
લુલી લંગડી જોડી બની મજેદાર, શાદી કરુંગા, ઘોડે ચઢુંગા,
ફીર ના કરું તકરાર.

મુજે બાલી બનાદે, બુંદે દીલાદે, સાડી દીલા દે, તું ચોલીકે સાથ.
તુજે બાલી બનાદું બુંદે મંગાદું, જુતા ગંઠાદું, મએ મોચીકે હાથ
અભી લાઉં (૩) શાદીકા કરો ચક્કરાર...જવાં.

---

જા (૨૯૧)—જાળંધર સતી વૃંદા— જા।

જા. જા. અલી. શરમાવે, શાને ઠાલી, સતાવે રીબાવે શું આમ.
પીયુ પંખી વિણુ યૌવન ઉપવન સુનું,
રસના ભોગી વિણુ, સરવે સુનું...સુનું.

લટકાળી, ચટકાળી, મટકાળી, મતવાળી..............જા. જા.
બિચારો પ્રેમઝરો કયાં ઉભરાવે, નાવલિયા સંગ આલા ઝરણું ઝરાવે,
મને શાને સતાવે (૨) મન મુંઝાય, અકળાય તરસાય દુઃખી થાય. જા જા.

(૨૯૨)—પરશુરામ—

જાઓ, ઠગારાં, કામણગારાં, રશભિના રસરાજ.
ના કરો ઠાલા, ચતુર ચાળા, થઇને કાલા, મદઘેલા, માહારાજ.
મનભાવે શું મોહું હલાવો, જુવંતી પર શુ જોર જણાવો,
હવે માનો, અરે નહિ નહિ. શાણી શું શરમાય-ના...જાઓ (૨)
તુટેપ્રિતી દોર તાણો કરી જોર, આવો, ચિત્તચોર, ગાંઠુ પ્રીતી દોરે-.જાઓ.

(૨૯૩)—ઉમાદેવડી—

જા જારે શું રિશાય રશીલી નજર મીલાવી લે (૨)
ચટપટી ચિતમાં લાગી ચતુરા ચ્હેરો જોવા દે-
હિરા મોતી માંગ, મધુરી, ઝાંઝર ઝુમણા લે.

મદન અગન તનમાં લાગેલી તરત બુઝાવી દે,
સમતા નથી રહેતીરે, સલુણી મરમ વચન મુકી દે
કલ્પ લત્તા છબીલી તુજ છાયે, પામર પંખી લે.

(૨૯૪)—ચંદ્ર મધુરી—

જારે જારે સાંવરીઆ તું જારે બનાય કોઇ દુજી, ગોરી હાં-જારે
કાના બનાના દીવાના બનાય કોઇદુજી ગોરી હાં.
તોરી બંગરીઆં અનાડી, કનઇઆ મેં કહુંગી જસોદાકો જાકે;
સાંવરીયાં, ગાગરીયાં, ફોરી મોરી નંદકે દુલારે-જારે

વિધીની કૃતિ ગતિ ન કળાય (૨)—લખ્યા.
પુણ્ય પ્રતાપી પુણ્યશાળી, પાંડવો કહેવાય,
ભાગ્યહીને રાજ તજીને જંગલ ગોથાં ખાય.-વીધી.
મન ધારે કે હું કરૂં ને, કરવાવાળો કોય,
આદર્યાં અધવચ્ય રહેને, પ્રભુ કરે તે થાય...લખ્યા.

---

લા.લે.લો. (૭૦૬)—સુકન્યા સાવિત્રી— લા.લે.લો.
લાગી લગન મને તારી, ઓ લલના.—લાગી.
સુરપતિ, મતિ શું વિશારી, સુંદરી સચીથી, અધીક સુખ આપું (૨)
પટરાણી કરી સ્થાપું ઊથાપું ન વચન મનોહારી—ઓ લલના.
(૭૦૭)—સુ. મ. ગાયન પ્રકાશ—રાગ. પીલું,-તાલ દીપચંદી.
લાજકી મારી મેં કહન સકત, મોરી ભરી હો રંગસે ચુંદરીયા-ટેટ
લોગ લુગાઇ ચવાઇ કરત હે, બેર ન હમારે લગૈયાં.
સુંદર શ્યામ હોરી જો ખેલે, બેગી લેજો ખબરીયાં. લાજકી.
(૭૦૮)—મહુમદહુસેન—રાગ, પીલુ, કહરવા—
લાખન મે ગારી દીલાય ગયોરે, એસી સેજીરીયાપે ન જાઓ બાલમ. લા.
જાલીકી કુરતી, બનતકા અંગીયા, મેરા ગોરા બદન કુમલા ગયોરે. લા.
સોતી થી મેં રંગભુવનમેં, સોતીકો, આન જગાય ગયોરે-લા.
(૭૦૯)—મહુમદહુસેન—રાગ. એમન. કલ્યાણ તાલ. લાવણી—
લે ગયો ચીર મુરારીરે, મેં મેસે કરૂં—હરી મેં કે.
ચીર ચીર હમ જબરીસે, દેંગે, જલસે નીકસી જાયો ન્યારીરે-મે કેસે.
જો હમ કહાના, જલસે નીકસી, લાજ જાયગી તિહારીરે. મેં કેસે.
(૭૧૦)—જલસા સંગ્રહ—રાગ, કાફી.-પદ.—
લે ગયો ચિર મુરારી(૨)કૃષ્ણ કનૈયા કદમ ચડી બૈઠે.
હમ ક્યાઢી બ્રિજલાલ, જમુનામેં-લે ગયો.
(૭૧૧)—ચન્દ્રાવલી—
લો ફુલ જાની લેલો, ફુલ જાની લેલો,
ફુલોમેં ફુલ ચંમેલી નરગીશ બડી રશીલી. લો.
ગજરે સુહાની લેલો, ફુલ જાની લેલો;
માલન હું છેલ છબીલી, ફુલોંસે હું મૈ રંગીલી.
ચંપા હૂં નામી યારો, લો ફુલ જાની લેલો. લો.
ગજરા બેચન વાલી, નાદાન વે તેરા નખરાં.
ગાલોંપે લાલી હે તોરે નિરાલી, બાતોંમે હે ભોલી ભાલી.
ઓઇ ઓઇ કંહી લડ ગઇ કહીં, અડ ગઇ કહીં, બીડ ગઇ,-
વે તેરા નખરાં.

વ (૭૧૨)—સુરદાસ— વ

વહાલા વૃજલાલ સાથે લાગીરે લગનીયાં, માહરી મહારાજ.
પ્યારી છબી શામળાની, સ્થાપી ઘટ ઘટમાં મેં તો.
એની હાથે છે, મારી લાજ,
વૃંદા વનમાં ફરતાં, ચરતાં, વરતા...આ...વ્હાલા.
હૈડે નીત હેત ધારી, બંધુ હળધરના હું તો, સેવું છોડીને બીજા
કાજ. વૃંદા—વ્હાલા.

(૭૧૩)—નરસિંહ મહેતો—

વહાલા વેગે આવોરે, દયા દિલે લાવોરે, ભીડ મારી ભાંગવા હોજી.
નહીં આવો તો, છાનાં ઉઘાડું, ખધાં છીદ્ર...વ્હાલા,
આહેરડામાં ઉછર્યાં, ગોવાળીયામાં વાસ,
કાંધે કાળી કામળી, માગી પીતા છાશ.
માતા કેદે મુકીયા. પુરો મારી આશ,—હું રાખું તમથી દાવોરે—ભીડ૦
એ માના એ બાપના, નકટા, નિર્લજ બાળ,
મહીમાખણનાં ચોરટા, કંસ તણા હે કાળ;
સોડ તજો રાધા તણી. દૂરીજન આપે આજ, ધીરા વેગે ધાવોરે—ભીડ.

(૭૧૪)—જુગમ જુગારી—

વ્હાલમજી સાડી ગુલાબી મંગાવો, હો (૨) પોલકા બનાવો મોતીડા—
ટંગાવો—બંગડી એ હીરાની મોંઘી મઢાવો જડાવો.
મુરતમાંજ, જણાયછે, ધુતારાનાઢંગ જેવા વાનો,પુરશો તેવો ચઢશે રંગ.
હાંસીના હુલ્લાસમાં, રસિલી ના રીસાઇએ વા.

(૭૧૫)—માયા મોહિની. ગઝલ કવ્વાલી

વખત બદલાય છે જ્યારે, બધું પલટાઇ જાયે છે.
બને છે દાસ ભુપનોને, નૃપાલો દાસ થાય છે;
હતો ખોખાર અગ્રેનો, ખરો, ત્યાં ભૂકતાં જોવાં,
હતાં જ્યા દાન કરનારાં, લુંટારા ત્યાં જણાયે છે......વખત.
નથી એ દોષ કોઇનો, ખરેખર ખુબી કીસ્મતની,
હતો જે ભક્ષ સીંહોનો, શૃંગાલો આજે ખાયે છે;
બધી જાહોજલાલી આ, દીવસ બેચારની ગાફીલ,
બની મગરૂર માણુસ તું, વૃથા શાને ફુલાયે છે ...વખત.

(૭૧૬)—કીશોરસિંહ—

વદીએ સદા સત્યવાણી. સાચું જીવન હીત માની,
કરે જે ખુશામત જાણી, તેની સમજપર પાણી,
હાજી હાજી, હા, કરતા દીવસ જે રાત ઉચરતા;
નીજ પેટ પાપથી ભરતા. અન્તે દુઃખી તે પ્રાણી........વદીએ.
બોલે મનુષ્ય પરખાયે, સૌ તોલ બોલથી થાયે,
મીથ્યા લવારી માહે, લઇએ સમજી થીદહાની............વદીએ.

(૭૧૭)—મનુ-મણી—

વરસાદ અને વહુઓને છે, જગમાં મરવનું મરવાનું.
થોડો પડે તો મેં થોડો પડે છે, ઘણો પડે તો કહે ઘણો નડે છે,
કામ કરી કરી થાકી જતાં પણ, સાસુ નણંદથી રવાનું ડરવાનું—વ૦
સાસુનાં ઠીકરાં વહુના કલેડાં, લઢે વઢે તોય કર્મે જડેલાં,
નાનાં અને મોટાં સડકોનું, કાને ભુલી ભુલી કહી ધરવાનું ધરવાનું—વ૦

(૭૧૮)—કામલતા—

વરમાળ હાથે ઝાલી શરમાળ બાળા ચાલી;
હોંશ હૈયાંની પુરણ કરવા વ્હા...લી, વ્હાલી,
આજ સ્વયંવરમાં વર વરવા, નજરે નુર નિહાળી.—વ૨.

(૭૧૯)—બુદ્ધદેવ—

વહાલા વિણ જીવન થયું ખારૂં (૨) કહે સખી કયાં જાઉં કહું દુઃખ મારૂં.
મળશે મનમોહન સજની, ટળશે પિડા અંતરની,
હવે જીવ ન લાગે અકારૂં—વહાલા,
બોલ્યું ચાલ્યું માફ કરજો, નાથ રાખિ દિલ દયા,
એકલી મૂકીને મુજને, આમ પ્રિયતમ કયાં ગયા;
ઓ નાથ ગીસયા શા સારૂં—વહાલા

---

વા (૭૨૦)—કળાવતી—રાગ, આસા. પદ વા

વાહ આધાર સહુનો મુરારી, તુવારી સ્હાય થઇ કરમારી. વાહ.
પુર્વ જન્મના પાપ શું કીધાં, આમ સહું કષ્ટ ભારી—મુરારી,
ભક્ત તણો તું ત્રાતા દાતા, સુખનો વિઘ્ન વિદારી;
માતા પિતા વ્હાલાથી વીછોડી, શાને મુઝાવે તું ભારી.—વાહ.
કયાં મમ વૈભવ કયાં સુખ સીમા, કયાં આ બંધન બારી;
માયામય પ્રભુ ઠાઠ શો તારો, નાટક લીલા વિસ્તારી—વાહ૦

(૭૨૧)—સરોજની—

વાલમજી મારી વરણાગી, તારા મુખડાની માયા લાગી,
પ્રેમ તણી ગોળી વાગી, અંતરમાં પીડા જાગી......વાલમજી.
ઘાયલ કીધી, છાતી વીંધી, રાખું બાંધી, સ્નેહ સાંધી,
મૂજને કીધો મહાભાગી.........તારાં મુખડાની માયા લાગી.
રંગે રમશું, સંગે જમશું, હરશું ફરશું, હેત જણવશું !
ભવની ભાવઠ રહે ભાંગી......તારા મુખડાની માયા લાગી.

(૭૨૨)—સતી દ્રૌપદી—

વારે લાલા, મોહન બંસી વાલા, ઠગો છો, શાને સલુણા.
જાણી (૨) તમારી મેં ઠગાઇ, પ્રીતી બાંધી હવે હું પસ્તાઇ.
પસ્તાઇ પુરી કાના, ઠગાઇ હું તો કાના.
રસભીના, રંગીલા, શરમાળા, શામળીયા—
અરે જાવો નંદલાલા, વ્રજલાલા, ગોવાળા, છબીલા છોગાળા. વારે.

(૭૨૩)—કંસવધ—

વારો, વારો કુંવરજી કાનુડો તોફાની, તેને નંદરાણી તમે વારજો.
માજી બાળક શું મ્હોડે, ચડાવો.
સુત શામળીયાને સમજાવો, સમજાવો......વારો. વારો.
ઘરમાં ઘુસીને, ગોરસ ખાતો, તાવણને તડફડ દે, લાતો.
કહું શું વાતો, ખુણે ભરાતો, લાગ જોઇ છાનો, છટકી જાતો. શા.
વખત વીના વાછરડાં છોડે, મટકી દહીં દુધની ફોડે.
પેસી રસોડે તાવડી તોડે, દોટ દઇ કાનો, દડબડ દોડે. શા.

(૭૨૪)—કામલતા—

વાટ જુવે છે, વાલી રશીકવર, રજા અમેં તો લઇશું બા.
પ્રેમ ગુંથણી ગુંથો છાના, દુર, હમે તો થઇશું બા.
મને એકલી મુકીને,તમે જાઓ ના,-થશો બેકલાં તમે ત્યાં જાઓ બા,
મને લાગે છે બીહક—બધું ઠીક છે ઠીક—એમ કેમ.
ખાલી કરો પતરાજી—અમે જઇએ એમાં રાજી,
છતાં કરો છો સફાઇ—છોડો જાસું હમે બાઇ.
હવે આવજો બા-સખી તું-હા-આવજો બા-અલી તું.
હા, આવજો બા, કરો અમન, ચમન, હમે જઇશું બા...વા૦

(૭૨૫)—સંગતનાફળ—

વારે મારા પ્યારા ગુરૂજી મહાન, મને મહેરબાના બતાવોને જ્ઞાન,
ઝાલીને હું કાન ભુલાવું ગુમાન........અરે વારે૦
જ્ઞાન તારૂં વસ્યું ગોરે ગાલે,-થશે ઝાઝી સજા આવી ચાલે,
કોઇની તો રાખો જરી લાજ, કરો ન હેરાન,—મારા.

---

બે.વી. (૭૨૬)—સરદારબા— વે.વી.

વેળા ફરતી છાંયડી સુખ દુ:ખ આવે જાય,
લીલા શ્રી જગદીશનીરે, મુરખ ગોથાં ખાય-એતો બ્હેની મુ૦
વરતો સમયને વિચારીરે-હાં-સમય તણી બેની બલીહાર,
કું જે ખીલી કુસમકળી, જે સાંજ પડે કરમાય,
ચો ઘડી ચળકી ચંદ્ર ગગનમાં, ઝાંખો ઝટ થઇ જાય-એતો બ્હેની મુ૦

(૭૨૭)—સત્યનારાયણ—

વિભુ પળ પળ અકળ કળા ફરતી,
સરતી ગરજ પછી હાં તારો ભાવ નહિ પુછે.
અજબ ગજબ ધરતિ...........વિભુ૦
મોહ અંધ થઇ ભુલ બહુ કીધી, પૂર્ણ, ન કીધી પુંજન વિધી,
સહદેવ શીખ આજ લીધી, ભુલ હવે નહીં થાય—વિભુ૦

સ (૭૨૮)—સતી દ્રૌપદી—રાગ, તોટક છંદ સ

સખી સ્વપ્ન મહીં મનમોહનને, મેં નિરખ્યા એકાન્ત વિશે શયને,
શરમાઇ રહી, રતિ નાથ વદે, મુખથી નહિં કાંઇ બોલાય અરે,
વિનવે અતી વલ્લભ વ્હાલ ધરી, નવ ઉત્તર મુખ અપાય જરી;
નીચું જોઇ રહી, દ્રગ પ્રેમ ભરી, ખણુતી પૃથ્વી નીજ પાય અરે.
કર સાહી રશીક રૂદે વળગ્યાં, કરતાં બળ સેન થયા અળગાં.
તુટી હાર ગયો એ રકાજકમાં, કસ કંચુકીની છુટી જાય અરે.
ગયાં સ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે, પણ નાથ થયા નગણાંજ અરે.
મનથી મન શેજ ગયું, પીગળી, જેમ શાકર દુધની સંગ ભળી.
કીધાં ભોજન નાથની સાથ મળી, મુખવાસ સુવાસ અપાય અરે,
મુખ તાંબુલની પીચકારી ભરી, ઉડી, અચાનક નાથને અંગ પડી,
સખી તે રજની અને તેજ ઘડી, રસીયો રીશ લાવી રીશાય અરે.
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી, રણુ જાય પીયુ અરે, હું થી લડી.
સખીઓ વિનવું તમ પાય પડી, કરો જે રીત નાથ મનાય અરે.

(૭૨૯)—મીરાબાઈ—

સરપર ગાગર, ધરકર, ગજ ગામની, હથ હલાતી આવે
ભોલી શી ભામની ઘુતી શી દામની,પ્રીય કામની; ગજ ગામની–હથ
હસ હસ ઝુમી પાય દેવે, નભ નીચે, લાય દેવે,
મુખસેં કછુ ગાય દેવે, અમૃત, બરસાય દેવે,
નિસી અંધારી ભરીમેં,દુતી દામાની, પ્રીય કામની, ગજ ગામની–હથ

(૭૩૦)—નંદબત્રીસી—

સખી ખોલ ઘુંઘટડો, છોડાને છેડો, વાદ શું મુખ મલકાય–સ૦
વ્હાલા સંગે, રમી લે રંગે, મદમાતું જોબનીયું આ છલકાય.–સ૦
શરમે કાઇ હું બીડાઇ, કયાંથી, સ્વાર્થ સરાય,
ચન્દ્રાવલી તું ચડમાં, લાડકી લડમા, અંગે અનંગ ઉભરાય.–સ૦

(૭૩૧)—પિતુભકત પ્રભાકર—

સમજે ન પ્રથમ જન કામી, પસ્તાય પછી દુઃખ પામી,
નજ અબળા પર દીતરાજી, પર,નારથી રંગના માજી
એ અધમો પર કહું માજી, નથી રામ જરા પણ રાજી... સમજે.
હાથે બગાડે બાજી, નરી શકતા સ્ત્રી, ના રાજી,
પાકે ના છેવટ ભાજી.....................(૨)..................
સુંદર વર...ભયહર...સુખકર...હરશે ખામી......સમજે ન......

(૭૩૨)—સન્યાશી—

સહુ સાહેબો પધારો...મારી,શોભાને વધારો,...વરઘોડો,છે, મારો,આજે
ગાડી ઘોડાઓ જોડાવું–બેંડ વાજા વગડાવું. મોટી મોટારો મંગાવું.
વાગે પ–પં–પં—મોટો મંડપ રચાવું–લાઇટ કોશન લગાવું.

રૂડા ગીતો ગવડાવું........વરઘોડો.
જરીનો જામો પહેરીશ હું. છબીલો ઘોડે ચડીશ હું,
નાણા નાંખી દઇને તું-ઘોળા માં ધુળ ઘાલે શું.
છેડા બાંધીને ચડું છબીલાની સાથે..........વરઘોડો.

(૭૩૩)—સતી તોરલ—
સતિયોને ન્હેતી તનપર સુંદર સજવું ઘરેણું સાચું,
ટેકની ટીલડી કરવી લલાટે લજ્યા કાજળદ્રગ ભરીયે,
વિનયની વાળી નાકે રૂપાળી, હરી હેત હાર હૈયે ધરીયે...સતિયો.
કુલીનતા કેરી સજની સજની કોડે કુંચુકી નીત રૂડી,
ચળકે કમનીય યુગલકરોમાં દાન તણી શુભ ચુડી...સતિયો.
સાડી શીયળની અંતે ઓપાવે, અળતો પતિવ્રત કેરો.
મર્યાદા ઝાંઝર પગ ઝમકે, ચતુરાઇ ચણીયો પહેરો...સતિયો.

(૭૩૪)—મહાશ્વેતા કાદંબરી—
સખી જઇ સંદેશો કહેજે, મમ સખીને ધીરજ દેજેરે...સખી.
અસ્ત થતાં દીનકરનો નલિની, ઉદાસ મનમાં થાય,
અલ્પ પરીચયે ચકવાકી પણ, પતિ સુખને નવ ચહાય.
તજયું સખીએ દ્રષ્ટાંત પર નરનું, હું કયમ નામ લઉ નરવરનું,—જઇ
સમજયા વિણ સુખની આશામાં, પામર જીવ તણાય,
વિષ્ય ભોગ આ લોક તણા સૌ, અંતે નીરસ જણાય;
હશી પ્રથમ પરીણામે રોવું, એ વિષયે કયમ ચિત્ત પરોવું...જઇ.

(૭૩૫)—દુઃખિયા—
સખીએમએમારાપીયુવિનાપલકનાસુહાય,મારૂંરદયઆલી આંસુથી ખાલી.
ધડક ધડક ધડક ધડકાય, વિરહની લ્હાય, સહિ ના જાય...મારા પિયુ.
પીયુ પરદેશ વસ્યા, શેજ હું એકલી બાળા,રેનઅંધારીભયથીડરૂંભારી,
સ્વપ્નસૂતાંકંઇવિપરીતઆવે, મરૂં,ઝબકીજાગીભયથીછાતી,ધડધડધડકાય.

(૭૩૬)—મુદ્રાપ્રતાપ—
સતી તણાં સુખ સો પતિ ચરણે, પતિ વડે ચુડી ચોટલો (૨)
પતિથી રહે અળગી પીયર તે પાપનો બાંધે પોટલો (૨)...સતી,
પીયરનાં પકવાન નકામાં, મીઠો સુકો સાસરીયાનો રોટલો(૨)...સતી.
મહીયરના રંગ મહેલ નકમાં, રૂડો અઢી ગજ સાસરીયાનો
ઓટલો (૨)...સતી.

(૭૩૭)—ઓડાણ—
સ્વામી સંભાળોરે, હે કૃષ્ણ કૃપાળા.
શરણે લેજો અનાથોના નાથ પતિ મારા.
કારણ કરણ વિધ્નં વીદારણ છો, રાધે પ્યારા, સ્વામી.
ભડ ભડ ગીરી ગીરી દવ પ્રજળતો, હરણાં પામે ત્રાસ.
શર સાંધે છે પારધી, જીવનની નહિ આશ,
આવો વારે બળ વિર, દ્રુપદ સુતાનાં પુર્યાં ચિર—સ્વામી.

(૭૩૮)—કન્યા, વિક્રયતાની ક્રુરતા—
સરસ નિરસ સુખ દુઃખ નવ ગણીને, સંતોષ માની રહીએજી (૨)
સકળ શિરોમણી મનહર મુરતી, નામ નારાયણ લઇએજી.
સુવર્ણ પ્રભાતે નિજ પતીની સેવા, સદંતર કરીએજી.
પુર્ણ પ્રિતી મન રાખીને, સુખ સાગરમાં તરીએજી.
તો ભવ સાગર તરી જઇને, મહાસતી કહેવાઇશેજી.

(૭૩૯)—સત્યનારાયણ—
સકળ જગતનો અચળ વિષ્ણુ તું, અકળ કળા ન કળાતીઆ;
ચરણ કમળ ના વમળ મહીંઆ, જીંદગી મીઠી ગાળતીઆ,—સકળ
રંક રાય માં રાય રંકમાં, પળપળમાં પલટાવે તું. (૨)
ખરે ખટકતી મતી અટકતી, લી............લાઃ......સકળ.

(૭૪૦)—દેવકન્યા—
સમજી લે મન મારાં તું સમજી લે મન મારાં,
ભલાં તું સમજી લે મન મારાં—(૨)
ધન વૈભવને વાડી વજીફા, અંતે તે નથી તરાં—ભલાં.
માયા નચાવે તેમ શું નાચે, ગણ પ્રભુનાં પદ પ્યારાં—ભલાં.

(૭૪૧)—ઇન્તેકામ—
સઇયાં મોરી માનલે, મયતો હારી વારી —સઇયાં૦
ધ્રતની બીનતી કઅસે, મેં સમજા રહિ,
મોરી માનલે, લવતે, હારી વારી.
કાલી કાલી ઘટા નવા રંગ દીખલા રહી,
ચાલો સખી સેજરીયાપે, બીજલી ડરા રહી–માનલે૦

(૭૪૨)—મીસ મલકાજાન—રાગ, જોગીયા–તાલ દાદરા—
સખીરે મૈન, પીયા બિના કછુ ના સુહાય,
તુમ તો સોતન ઘર આંવત, જાવત, મોરા જીયા. ગભરાયરે,
ન રહી દિલકે લગાનેકી, હોસ દેખલીયા,
તુમકો હમ, ખાર, મોહબતકી નજર ગૈરૌં પર,
તુમકો દીલ દેકે હૈં, અજીરાને બતન દેખલીયા–સખી૦

(૭૪૩) —મીસ કાલીજાન—રાગ, એમન ,કલ્યાણ.
સલોનારે બાલમ મોરા;
સુરખ ચુંદરિયા તો રંગ દેતી આજ સુહાગકી રાત—સલો૦

---

સા (૭૪૪)—ઝેરીસાપ— સા
સાવલ બાંકેરે, નજર મોરી આગયે, ન કછું કહે ગયે, ના કછું, સુના ગયે.
મોરી બાલીસી, ઉમરીયામેં, રોગ લગા ગયે,
ક્યાં ખબરથી કે કોઇ, તીર અદા હોતા હય,

દેખ લેના કે હસીનોકા, ભલા હોતા હય,
મીઠાં મીઠાં સહરાં, દરદ ઝરા હોતા હય.
જલમેં નહાઈ, મેં હોતી હું,
કીસેસે પુછું કે મેરે દીલમે, કયા હોય હય.

(૭૪૫)—**સુરદાસ ભજન**—રાગ ખ્યાલ-ઠુમરી—
સામરો ન જાણું મોરી પીડ, કનૈયો ન જાણું મોરી પીડ, એથી પરરરરરર
મેં દધી બેચન, ગઇતી બંદ્રાબન સામરવાને ખેંચ્યો ચીર ચરરરરરર
મેં જલ જમના ભરન ગઇતી, સામરવાને છાંટયો, મોહયે નીર
છાંટયો છરરરરરર
બંદ્રાબનમે' રાશ રચ્યો હે, હરીયાં હમારાં ચિત, ચીત, ચાલ્યા ચરરરરરર
**સુરદાસ** પ્રભુ તુમ્હારે, મીલનકું, ફેંકયો મોપે તીર (૩) વાગ્યો તરરરરરર

(૭૪૬)—**હોરી સંગ્રહ**—રાગ. હોરી-ચાલ કાફી.
સામરા મત ડારો પિચકારી, ભીંજત મેરી નવરંગ સારી
મત ડારો મરજાદ, સુ રહીયો, મેં હુ, કન્યા કુમારી,
તુમહો, નિરલજ અમ નહિ, એસે, મુખસે દઉંગી ગારી,
ફજેતી હોયગી તુમારી-૧
પરનાર કો પાલવ પકડયો, મોહન મનમેં બિચારી,
માત તાત તેરો વરઘ ભયો હે, રાજ કંસકો ભારી, કહું સબ
એબ, વિસ્તારીરે-૨
એસી હામ હોયે હૈયેમેં, પરનો નૌતમ નારી—સા૦

(૭૪૭)—**મીસ અચ્છનબાઇ**—રાગ, દેશ. ઠુમરી.
સાવરીઆ સુરત તેરી દેખી, કન્હૈયા, શુધ ન રહી તનમનકીરે,
જબસે ગયે મોરીરે સુધબુન લીનીરે, હારે જીયા ગભરાવે મેરા;
કયારે કરું કુછ બસ નહિ આવે, આસ નહિ મોરે જીવકીરે. સા.

(૭૪૮)—**કસોટી**—
સાવરીયા મન ભાયોરે, પાપીયાર,
તનકો મનકો પ્રીતમ તમસે, અંગ ભભુત બનાયોરે. પાપી.
પંછી પીછે પ્રેમદા, પડા હફ્કસે જાલ,
બીધન અબ એસી કરો, ખીલી ખીલી કાજુદાર.

(૭૪૯)—**લક્ષ્મી વિજય**—
સાચો પારસમણી, મળે મિત્ર, ભાગ્ય કહીં,
કપટી, સ્વાર્થી, પાષાણ છે જહીં-તહીં—સાચો૦
આધી વ્યાધી, ઉપાધી મટાવે, તન મનના, સૌ તાપ સમાવે.
પુન્યશાળિ-જન-કવચિત પામે,
વિપત્તિ શહાયક. દુર્લભ વિશ્વ મહીં—સાચો૦

સુ (૭૫૦)—જલસા સંગ્રહ—રાગ દેશ ઠુમરી— સુ
સુનો તમ યાર પરદેશી, બચન કેયશે નીભાવોગે. સુનો૦
નદીયાં જોરશે વ્હેતી, ખવૈયાં સુજ નહિ પકતી,
પોકારૂં અપને હેમતકું, લગાદે, આપાર મોરી નઇયાં. સુનો૦
બાળપન ખેલમેં ખોયા, જુવાની નીંદભર સોયા,
બુઢાપો દેખકે રોયા, નબી જી આશરા, તેરા. સુનો૦

(૭૫૧)—વીણાવેલી—
સુંદર શામળીયા, નામ જપીશ નિત્ય તારૂં–સુ૦
મનહરના મળીયા, કાશી કરવત ધારૂં.—સું૦
શામળા શણગાર હમારા, કાળજું હર્યું કામણગારા;
વીનવે કરગરી દીન દારા, દર્શન દો દીલદાર તમારા,
ક્યાં હું, કહું દુઃખ મારૂં, સુન્દર શામળીયા.
આસપાસ નહીં વાસ નિહાળું, આહાહા, ત્રિભુવન ભાસતુ કાળું;
નિરખું નહીં મુખડું તારૂં, જઈ હીમાલય ગાત્ર હું ગાળું,
શાક્ષી દેવ દયાળુ,—સુંદર શામળીયા.

(૭૫૨)—બોલતો કાગળ—
સુખ હોય જો નારને નાથ તણું, ગણે સ્વર્ગીય સુખ સહુ વરણું,
સતિને નહિ માન તણું, સમણું, ધીક તે અધમી ધરે જે રૂપણું.
પતિ પ્રેમ પિયુસ પાને ઠરે, નિત્ય સ્નેહ સરિતામાં સ્નાન કરે,
બની દાશી વિલાશી ઉદાશી હરે, મન વાણી કર્મે, પતિ સહ વીચરે.
પતિ સેવી સંસાર સમુદ્ર તરે......

સે.સૌ.સં. (૭૫૩)—સુરદાસ— સે.સૌ.સં
સેવકની અરજી સુણી, ધીરા, વગર વિલંબે ધાવો,
દયા દીન પર, દીન દયાળુ, લાલ ઉમંગે લાવો.
વૃજવલ્લભ છો, મુજને વ્હાલા,
કીંકર હું કરૂં કાલાવાલા, આ બાળકને બચાવો.–સેવક.
કરો સજીવન સ્નેહ ધરીને, મદમોહન પ્રભુ મારા,
નિરાધાર, નારીના દુઃખને, નટવર કરજો ન્યારા;
અવિનાશી આધાર તમારો; અવર કોણ છે અમારો, પરચો નાથ બતાવો.

(૭૫૪)—અંબરીષ—
સૌથી સુંદર છે, મારો નાથ મારો નાથરે,
ભક્તમણી એ દાસ કૃષ્ણજી, ગુણસાગર એ નટવર નાગર.
મોહી અમર વરને સોપ્યા હાથ (૩) રે ભક્ત,
વરવાને મન, નાભગ, નો તન, સંસારે, કરીશું એનો સાથ. (૩)રેભક્ત

(૭૫૫)—સુર્યકુમારી—
સૌહામણી સ્વર્ગનિ વાટ, એક દીન સોહાવજો હેરાજ,
રસિલી અમરાપુરી ઘાટ, એક દીન સોહાવજો હે, રાજ
મૃત્યુ લોકના મનુષ્ય ક્યાં, ક્યાં અમરાપુરી ઘાટ,
અઘટીટ કહો એ કેમ, બને વસમી વીકટ એ વાટ.
મુગટ મણી તમે રાજ સદનનાં, પારીજાતક તમે નંદન વનનાં,
રાજવંસિ દેવાશી રસીકવર, પ્રિતિ જ્યોત પ્રકટાવી પરસ્પર,
મેળવવાં અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂં સોહાવજો હેરાજ.

(૭૫૬)—નોતમચન્દ્ર--
સંસાર ઉનાળે શિતળ વિશામા શ્યામા,
સૌ તાપ પ્રજાળે; શાન્તિ હ્રદયમાં, વામા...સંસાર.
જોડ વિનાં જન ખોડજ ભાખે, પુષ્પ સુગંધી પ્રભુ પાસે રાખે.
કોણ સરોવરમાં જળ નાંખે, સ્વાદ મુકે કોણ આંબા સાખે...
ભણકારા ભૂલી લેવું ઉધામાં ધામાં.
લાવી મુકયો છે શાર, ઘરમાંહિ, રામા રામા.—સંસાર.

(૭૫૭)—સતિ સીતા—
સંસાર સર્વ અસાર, બંધુશે ધારો દુઃખ અપાર,
લેણું દેણું વેપાર ચુકાવી, જનમ્યું તેજ જનાર.
સંપતમાં નવ હર્ષ સજનને, દુઃખમાં ન દુઃખ લગાર,
સરખું મનથી શાણા સમજે, શીતળ જળ અંગાર—સંસાર.
વિષ સમ માને વિષયને, ભોગ ગણે સૌ રોગ,
માને મન સંસારને, નદી નાવ સંજોગ,
નામ રૂપ ધરનાર જગત સૌ, અંતે નાશ થનાર—સંસર.

(૭૫૮)—તારા સુંદરી—
સંસાર સમજીએ શાણા મુસાફર ખાનું,
કોઇ નથી ટકયું કોઇ નથી ટકવાનું—શાણા.
દુર દેશ તારો પ્યારા, અરે પરદેશી શાણા,
કાલે સવારે ઉઠી તારે તો, જવાનું શાણા—સંસાર.
સગાને સંબંધી તારાં, પંખીનો મેળો શાણા.
તારૂં જે માન્યું તેતો ન્યારૂં છે થવાનું શાણા—
સંસારના આ ધામમાં વિશ્રામ છે ઘડી ચારનો,
ઉચો ન આવે કામથી, આરામના પળવારનો,
આળશ તજીલે તું, સજી તજી તંત આ સંસારનો;
જાવું જરૂર પડશે ઉઠી, ડંકો થતાં દરબારનો.
સત્યની શીરોઇ નીતિ જળે ભરી રાખ શાણા,
ભગવત ભજન ભાતુ બીડ બાગવાનું.

(૭૫૯)—**મીસ ગૌહરજાન**—રાગ પીલુ. ત્રીતાલ—
સાંવરીયાં મન ભાયોરે, બાંકાયાર,
કાહુમેં હજરત, કાહુમેં મુસા, આપહી આપ સમાયોરે,
અરે કૈસે હી રંગ દીખાયોરે બાંકાયાર,

(૭૬૦)—**જયરાજ**—
સાંવરીયા મેરા પ્યારારે, ના જાઇઓ પરદેશ,
કાનોમે કુંડલ ગલે બીચ સહેલી. લઉં જોગનકા બેસ...સાંવરીયા.

શા (૭૬૧)—બોલતો કાગળ— શા
શરમ. શરમ, શરમ, શરમ, બોળવા બેઠો નામ,
કરે છે ગુલામ, હજાર લીલામ, ખાનદાનનું નવ જરા ભાન.
થાય, આજ થાય છે, ખુદાની આબરૂ લિલામ.
જાય, આજ જાય છે, સસ્તામાં ખાનદાન નામ,
છે ખરીદનારનો ચઢાવો, ને ફુટી બદામ.
એક-બે-ત્રણુવાર-સોદો તમામ, વન-ટુ-થ્રી-ટેમ-સોદો તમામ,
ક્યાં ધનવાન તણું ખાનદાન, ક્યાં એ ગરીબ નોકર ગુલામ,
નાક કપાયું સહુ ઓળખીતામાં, થુથુ, કહી સહુ. થુંકસે ગામ.

શા (૭૬૨)—**સતી દ્રૌપદી**— શા
શામળીયાજી, કરજો મારી સ્હાયરે, વ્હાલા ગરૂડે ચડીને, વેહલા આવજોરે,
સ્યામ સલુણા સુભદ્રાના વિરારે, આ દીન બાળાની લાજ દયાળુ રાખજોરે.
છોગાળા છે વાત છેલી, નથી કોઇ મ્હારૂં બેલી,
વા'લા તુજ ગુણુની ઘેલી, દાસી દુઃખમાં ડુબેલી.
દુઃખની દાદરે ફરીયાદ, અંતર લાવજોરે,
કૌરવ કર્મ ચંડાળ, દુશ્શાસન નિર્દય અરે.
જોતાં પાંચ ભર્તાર, પાપી પટકુળ તાણુતો,
વ્હારે આવોને, દયા દીલ લાવોને, નાથ છું અનાથ નારી, ભરૂસોછે, ભુધરભારી
જેવી છું તેવી તમારી, વાલા ન દેશો વિસારી,
હેતે હળધરજીના, વિર, આવી ઉગારજોરે૦

(૭૬૩)—**સુકન્યા સાવિત્રી**—(**યમ સાવીત્રી સંવાદ**)
શા માટે શ્રમ કરે, સતી તુજ પતિ ભક્તિ સાચી (૨) હવે પુત્રી વળતું પાછી (૨)
**સાવિત્રી**-સજ્જન કેરા સાથમાં, મેંડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણુજો હવે, આ દિન વનીતાની વાત;
ધર્મ જે વેદ પુરાણે ભણીયો, મુખ્ય, ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીયો.
કૃપાનાથયમ, પ્રાણુનાથ શું રહી વૃત્તી રાચી (૨) વળું મહારાજ કયમ પાછી (૨
**યમ**-સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી.
સત્યવાનના જીવત વિનાં, કાંઇ ઇચ્છીત, વર યાચી (૨) હવે.

**સાવિત્રી**-મહારાજ ! (મારા અંધ સાસુ શ્વસુરને દેખતાં થાય.)
**યમ**-તથાસ્તુ ! ભાગ્યવતી તું અતિ દુર આવી, થાય કોથી
મિથ્યા નવ ભાવી. શા.
**સાવિત્રી**-પતિ સમીપ શ્રમ નહી જરી, જ્યાં જાએ મમ નાથ,
તપવ્રતઆપકૃપા વડે ત્યાં આવું તમ સાથ;સંગત સજ્જન તણી નથી સોંઘી
મૈત્રી સંત પુરૂષની મોંઘી;કૃપાનાથ મમ પ્રાણનાથશું રહી વૃત્તીરાચી(૨)વળુ
**યમ**-અર્થયુક્ત સંભાષણ તારૂં, બુદ્ધીમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવત વીના, કાંઇ ઇચ્છીત વર યાચી.-હવે.
**સાવિત્રી**-મહારાજ(મારાંબુદ્ધિશાળી સસરાજીને પાછું રાજ્ય પ્રાપ્ત થાય)
**યમ**-તથાસ્તુ! ઉત્તમ વર બે આપ્યાં ભાવે, હજી પ્રેમદા પુંઠળ આવે. શા.
**સાવિત્રી**-સુપાત્ર જન કરતાં કદી, સુપાત્રોનું સનમાન,
સાધુ, તો દુશ્મન તણું, પણ સાધે કલ્યાણ.
સંત પુરૂષોનો સમાન દ્રષ્ટિ, દયા તણી વરશાવે વૃષ્ટી,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તી રાચી. (૨) વળુ.
**યમ**-શિતળ વચન સુધાસમ તારાં, તૃષાતુરાતુરની હરનારાં,
સત્યવાનના જીવીન વિના, કાંઇ ઇચ્છીત વર યાચી-હવે.
**સાવિત્રી**-મહારાજ ! (મારા પિતાના કુળની વૃદ્ધી કરનારા મારે સો
ભાઇ થાય)
**યમ**-તથાસ્તુ, સાસરીયાનું માન વધાર્યું,પીયર તણું પણ કાજ સુધાર્યું-શા.
**સાવિત્રી**-પર દુઃખે દુખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ.
ભરૂષો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછતું સૌ આવે,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃતી રાચી. (૨) વળું.
**યમ**-મધુરાં નવીન વચન સંભળાવ્યા, અતિશય તે મારે મન ભાવ્યાં.
સત્યવાનનાં જીવીત વીના, કાંઇ ઇચ્છીત, વર યાચી. (૨) હવે.
**સાવિત્રી**-મહારાજ ! (મને મારા સ્વામીથી ઔરસ સો, પુત્ર થાય.)
**યમ**-તથાસ્તુ ! ઘટે ના થાવું અતિ વર લોભી, તજી પુંઠ હવે જા અહીં
થોભી-શા.
**સાવિત્રી**-સ્વધર્મ વ્હાલો સાધુને, જે ચુકે નવ લગાર,
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણા આધાર;
સજ્જન ફેરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહિ વૃત્તી રાચી (૨) વળું.
**યમ**-અમુલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ મારી,
ભગવતી છેલ્લું ઉત્તમ અનુપમ, ઇચ્છીત વર યાચી. (૨) હવે.
**સાવિત્રી**-પુત્ર તણું મુજને દીધું પ્રભુ આપે વરદાન,
જીવીત દાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન........

(૭૬૪)—બુદ્ધદેવ—
શાણાં, પલાના ચૂકાવો પૂરા નાણાં, બુડી મરો લેતાં દીકરીના નાણાં.
હાય નાણાં=બાંધો પાણા.
દીકરીના લઇ દામ જગમાં, સુખિયા કો'ણ કે'વાણા;
હરામ નાણાં સાથે મૂળના, નાણાં જાય તણાણાં—હાય.
—સસરાજી સુખેથી ભરજો, પટારામાં પાણા,
દીધીના દીધી થાશે, ગભરાવો જઇ ગાણાં—હાય,
—હડફા સાથે હેત કરીને ફજેતી કમાણાં;
ફોગટીયા હડફાને દેજો, ફાદે તેવાં ફટાણાં-હાય.

(૭૬૫)—સ્નેહ-સુધા—
શાણી સુંદરી શીલવ્રત ધારી, ભવથી તરીને તારનારી,
સીતા સાવિત્રી અનુસૂયા, દ્રૌપદી જેવી નારી,
અજર અમર જશ કરી ગઇ જગમાં, સુશીલા સતી પદધારી,
મંગળકારી સહુ સન્નારી તરીને તરનારી........શાણી.

(૭૬૬)—સરોજની—
શામળીયા ગીરધારી લાલા, રોકો શાને વાટડી;
કપટી કાના કામણગારા, ચાતુરી ચલાવો કરી ચાળા-શામળીયા,
હૈયામાં હરી હેતજ કયાં છે? અમથા આંખો મારતાં વ્હાલા-શામળીયા,
તન હૃદય બે રંગજ જુદા, શીદ સંતાપો કાલા,
ભોળી ભામાને ભરમાવા, કરો ન કાલાવાલા વ્હાલા.-શામળીયા,

(૭૬૭)—લક્ષ્મી વિજય—
શાને સતાવે કામ બાળા બિચારી, ત્હારા બાણે વિંધાય કુમારી-શાને.
યૌવન આવે અમલ જણાવે, તન મન ને બહુ તાપે તપાવે,
પિડે જાણી આ નિર્બળ નારી,... ... ... ... ... ...શાને.

---

શું (૭૬૮)—અશ્રુમતી— શું

શું માયા અજબ હરીની, નહિં નીલ નમે મોટાઇ.
નથી ખબર એક ઘડીની, પાર રહે પસતાઇ;
કાળે, ચોપટ, બાજી, બીછાવી, જીવ સોગઠીયો લાવી,
દેત દુઃખ સુખ પાસે ખેલાવી, નર વા નર ખાલી,
ભટકી મરે હું પદમાં ચગદાઇ.

(૭૬૯)—અશ્રુમતી—રાગ—ગરબો.
શું નટવર વસંત, થેઇ, થેઇ, નાચી રહયો, નાચી રહયો, જગ નચાવી રહયો.

સાખી { "કોયલ મધુર મોરલી બની; છેટે નટવરકાન.
વીરહે ઘેલી ગોપી ઘણું, તજી નીકળી અભીમાન "

રસીયા વિનાની જાની બાગ, એ વ્હાતરી.
તેણું વસંત ચિત્ત વીધી ગયો—શું નટવર.

સાખી { " શીતળ સુખકર પવનની, લ્હેર ઘુમે ચોપાસ.
જાણું રાધાકૃષ્ણજી, રાસ રમેછે ખાસ "

વિધવિધ પંખીના વેણ, ઘુમરી ધમકેરે.
મહિમદિ મેનાંના નાદ, ઝાંઝર ઝમકેરે.

સાખી { " નવપલ્લવ વાગા ધરી, પચરંગી શીરપાઘ,
ફાગ લાગ સાંધીરમે, મદનરાજ મહાભાગ્ય "

લહેરી લાલાથી રમે લલનાઓ,લાડમાં,પ્રિતી ગુલાલ લાલ છાઇ ગયો.શું.

(૭૭૦)—મહાશ્વેતા-કાદમ્બરી—

શું કહું કથની, મ્હારી રાજ, શું કહું કથની મ્હારી,
હું તો દૈવના ત્રાસે હારી, રાજ...શું કહું.
પરખિ પારીજાતીક મેં, અરપણ કીધું મન મ્હારૂં;
પતી તજી પરલોક સિધાવ્યાં, કરી જીગતર મમ ખરૂં-રાજ.
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આગે;
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે-રાજ.
અરપ્યું મે સર્વસ્વ સ્વામીને, પ્રેમની કફની ધારી
તજી જગત જંજાળ સર્વ હું, પ્રીતે ભજુ ત્રિપુરારી-રાજ.

(૭૭૧)—ઈલા સુંદરી—

શું ! તેજ ભરત ભુમી આએ !
બ્રહ્મ રંગે ભીના રૂષી વરની વેદ, ભુમી તે આએ ?...શું તેજ—
વસિષ્ટ વિશ્વામિત્ર વાલ્મિકી, વેદ વ્યાસ વળી પરાશર આદિ,
શુદ્ધ સનાતન બ્રહ્મ તેજથી ઝળહળે જ્યોત સદાએ.
તે દૈવ ભુમી તે આએ ? તે પુણ્ય ભુમી તે આએ ?—શું તેજ—
ભીષ્મ, ભિમ અર્જુન કર્ણાદી, પ્રતાપી પૃથુને પરમ શિવાજી,
નામે અંતર ઉછળે જ્યાં, આર્ય તણા ઉત્સાહે,
તે વિર ભુમી તે આએ ? અમ આર્ય માત તે આએ !—શું તેજ

(૭૭૨)—પાંડવ ગુપ્ત નિવાસ—

શું વદુ મુખથી વાણી છે, કઠણ કર્મની કહાણી.
પુષ્પ ખીલ્યું તું રાજ બગીચે મોજ રહ્યું તું માણી.
વિંધી વાયુ વંટોળ લીધું વૃક્ષ સમેતે તાણી છે કઠણ,
પુષ્પ પડયું આવીને પટમાં પણ વિમળ પથરાણી,
મધુપ ગણુ પાસે નવ આવે અધો ગતિને જાણી—છે કઠણ,
કાન્તિ ગઇ કરમાઇ કુસમની કીચડમાં કચરાણી.
પુષ્પ તણો પ્રભુ પુજ્યાનો, ધર્મ થયો ધુળધાણી—છે કઠણ.

(૭૭૩)—ભક્તરાજ અંબરીષ—
શું કહું સ્યામરે (૨) વ્હાલા તું દયાળુ પુણ્યું કામ છે—શું કહું.
સુદેશી સળગી જાશે, જગમાં તુંજ હાંસી, થાશે;
અંમ્બરીષનો ક્યાં ભગવાન છે......................—શું કહું.
મંજારી બાળ ઊગાર્યાં પાણીમાં પત્થર તાર્યા,
હરિજન દુઃખ હરવા તારૂં કામછે......................—શું કહું.
અગ્નિમાં સત્તા તારી, મહેનત શું થાતાં વિરી,
જળ સ્થળ એ સઘળું તારૂં ધામ છે...........—શું કહું.

(૭૭૪)—કળાવતી—રાગ પીલુ–ઠુમરી,
શું બાઇ કરમાવો કોમલ ગુલાબી આ ફુલ,
યૌવન નવ રંગેથી કંઇ ખીલતુ, ટપકે શી લાલી અમુલ—શું.
રંગનો રશીલો વેલો આવીને મળશે, ફીકું પાડો શાને નુર—શું.
ધીમા નયનોથી નયનો મિલાવી ખિલવશે પ્યારૂં આ ગુલ—શું

શી (૭૭૫)—સરસ્વતિચન્દ્ર— શી
શિતળ ચન્દ્ર જેવુ, વદન કાન્તિમાન;
નયન મીંચી લે તું શાન્તિથી વિરામ
જાણે જઇ ભેટું એવા, ઉમળકા આવે છે
બોલું કંઇ બોલું ત્યાં તો શરમ દબાવે છે.
કાંઈ કાંઈ અંતર થાય, થાય, થાય, ના સ્હેવાય,
ચાલુ ત્યાં તો ચરણો, અન્યો અન્ય અથડાયે છે
લાગી લાગી આ સ્મર, લ્હાય, લ્હાય, લ્હાય, ન સ્હેવાય
જાગોજી જાગો વ્હાલા, નીંદ્રા વીસારી દો,
રાગી થઇ ત્યાગી વ્હાલા ત્યાગી સમાધી લો.
લળી લળી લાગું હુ પાય, પાય, પાય, ઢોળું વાય.

(૭૭૬)—વસંતપ્રભા—
શીતાપતીનું નામ પ્યારૂં, અમને લાગે સારૂ રે-શિતા.
માયા તણાં સમણાં ઉડી ગયાં હારે,કીધું જગત જીઠું ન્યારૂં રે—અમને
સાચા સ્નેહીને આજે ઓળખી લીધો,ઘટમાં થયું અજવાળું રે—અમને.

હ (૭૭૭)—નરસીંહ મહેતો— હ
હવે મને, હરી નામથી, નેહ લાગ્યો (૨)
ભાંગી ભીડ ભવનો ભય ભાગ્યો...હવે. (૨)
માયા, મંદીર, મારે મનથી મેં મુકીયાને ઇન્દ્રીની ઓળખાણ મુકી (૨)
હેમ હીરાથી હાર મઢેલા, તે પર ચાલ્યો થું કીરે...હવે.
કોના સુત તાત, કોના માત ભ્રાત, સરવે સ્વાર્થના સગપણ રાખે
પ્રાણ ગયા પછી, પાસે ન આવે, કાઢો કાઢો મુખ ભાખેરે.-હવે.

(૭૭૮)—અંબરીષ—
હરી પ્રેમે, પય લાવી છું, નાથ હાથ ધરજો,
ભાવ ધરી ભોગો હરી હું–કીંકરી લાવીરે,

ના વિસારી જાશો, હરી ટેક ખરી છેક,
ગોવીંદ વીણ, ગોપી જેમ ઘેલડી,

તેમ હરી પ્રેમ ભરી વિયોગી વેલડી.
છું બિહારી હું તમારી, લ્યો સંભાળી આ ઘડી નેક,

પય લાવી હું પ્રીતથી, હરી લ્યો હાથો હાથ,
ભક્તિ ભાવે ભેટજો, રૂડા રૂક્ષમણી નાથ.

(૭૭૯)—અંબરીષ—
હસિહસિ બોલે બાળા નવિન નવિન કરે ચાળા,
એકવાર છાની બચી, લઉં તુને વ્હાલા. હસી.

ઉછળે છે ઉમંગે, છલંગ ભરી શીદ કાલા,
લે પ્રીતે પકડી, લે કર પય, પાન વ્હાલા. હસી.

મુખ કમળને જોઇ, તનમન અતિ હરખાયાં,
જા પોઢી બાલુડાં, શરદ પુનમના જાયા હસી.

(૭૮૦)—મોહજીત—
હજુ નહિ આયે બાલમ, કેસે કટે રતિયાં;
બાલા જોબન મોરી છોટી ઉમરીયાં...હજુ.
સખી સંગ કોઉ નાહિ, અબતો વ્યાકુલ ભઇ,

વૃજમેં અકેલી રહી, પ્રીતમેં થક ગઇ,
બીના કનૈયા મોરી ધરકત છતિયાં...હજુ.

(૭૮૧)—જુગલ જુગારી—
હતી અમારે ઘેર મ્હેર લક્ષ્મીની ભારી,
કરમ તણે સંજોગ થયા મુજ તાત જુગારી.

દોલત મીલકત સર્વ જુગારે બેઠા હારી,
ન્હાસી ગયા લઇ સંગ દુઃખણી માતા મારી.

હૈયુ ન રહે હાથ વાત વિતક સંભારી,
ક્યાં છો વ્હાલા તાતા ? ક્યાં મળે માતા પ્યારી.

(૭૮૨)—બોલતો કાગળ—
હર ફેશનમાં, પોઝીશનમાં, ઓયસ આઇ એમ બ્યુટીફુલ મેડમ,
જે દેખતા તે સહુ કહેતા, ગુડ ડે બાનુ વેલકમ,

મુછાળી મેડમને હરદમ, ખુશાલી, આહાહા, હાહાહા.
આઇ ગ્લાસ આંખ ઉપરને માથે વિગ કાળી,

અંબ્રેલા લેડી ફેશનની હાથમાં રૂપાળી,
છે લેડીબુટ પગમાં ને વોચ ખીસ્સે ઘાલી.
મોપર લગાવ્યો પાઉડર ગાલે લગાવી લાલી,

(જે દેખતા તે કહેતા ? જુવો કાળી મડમ ચાલી;
હું અલબેલી, નાર નવેલી, સુધરેલી, કહેવાઉં બલીહારી–જાઉં.

(૭૮૩)—સત્યનારાયણ—
હઠ છોડો હઠીલી હદ થઇ થઇ થઇ થઇ,
માનો માનો મુકો મત, નહી નહી નહીં નહી.

પ્રેમ નીરની માછલી, વીરહ તિર શોષાય,
મદન માછીની જાળમાં, તરફડતી ઝપડાય.

જાશે રૂપર્ણામાં રશબસ, વહી વહી વહી વહી,
આપ પાપ રેલો રમે, પેખે પરનો દોષ.

કઠણ કરમનો દોષ જ્યાં ભાસે ના સંતોષ,
રહેવું ક્યાં સુધી દુઃખ કહો, સહી સહી સહી સહી.

કેવી લીલા રાધા હરીની, થઇ થઇ થઇ થઇ
વાત ટુંકમાં પતાવતાં વધી ગઇ.........હઠ.

હા (૭૮૪)—મીસ ગૌહરજાન—રાગ, જીલા—તાલ. ત્રીતાલ હા
હાય સૈયાં, પરૂંમેં તોરે પૈયાં, સતાવો કાહે મોયકો,
પિયા પ્યારે સજનપેં જાઉં વારી, મોહે બિરહકી મારી, કયો કટારી.

કટારી મોરે સૈયાં, કયોં મારી મોરે સૈયાં,
પલપલીયાં, તલમલીયાં એકલીયાં, હો રહૈયાં—હાય સૈયાં.

બિરહકી મારી, મેતો રારકરૂંગી, કૈસે નિવડો, તુમ હાય.
મોહ કાહે સતાયે મોહે કાહે જરાય, જીજલાય, તરસાય, હાય સૈયાં.

(૭૮૫)—સંસારી સાવિત્રી—
હાય ધરીબી તણી જે પીડા, અમીર શું જાણે (૨)

ઝળ (૩)બળે મુજ મનમાં,એનીજ,મનમાં કાંઇ ન આણે હાય (૪) ગ.
જળ સુકાતાં, સરીતા કેરૂં, જળચર પામે દુઃખ ઘણેરૂં.

દરીયાના પાણી જો હોરે,હરૂં,જળ વિણ દુઃખ શું એ પરમાણે.—હાય(૪)
ભુખ ઉદરમાં શીરપર ભારો, પીડા પામ્યો જયમ કઠીયારો,

શું જાણે સવારી કરનારો, જમે ભાવતું જે નીત ટાણે,હાય.(૪)ગ૦

(૭૮૬)—વિક્રમ ચરીત્ર—
હાલો, વ્હાલો લાલા, મારા બાળા, કુંવર મારા કાલા,
ઝુલોને આનંદમાં, લાગે મુખડું વ્હાલું, હાસ્ય મંદમાં.
રહો માના વિસામા ચમનમાં, હસતા સુમનમાં,

વ્હાલાઓના વૃંદમાં, હાલ મ્હાલો, મામાના ભુવનમાં;
ઓછું,આણે રખે રાજ મનમાં, જઇશું થોડા દિનમાં વતનમાં ભુલંદમાં—હા.

(૭૮૭)—સરોજની—
હાય મેણુલાં મારે, પિટયો મેરૂલો, હાય મેણુલાં મારે;
જરી કરૂં છણકો ત્યાં ખિંગો, ધોકો લઇ ધમારે—પિટયો.

હું પણ બળમાં, તેમજ કળમાં, ક્યાં છું એથી કાચી,
એ ઉગામે ખોટી છકડ, હું ઠોકી દઉં સાચી...પિટયો.

બળ્યા ધણી તો રહે બડબડતા, આપણે રહીએ રમતાં,
તોપણ હું તો હારી ગઇ છું, દુખડાં ખમતાં ખમતાં—પિટયો.

હી. હું (૭૮૮)—લક્ષ્મી વિજય— હી. હું

હીલમીલ સજની મીલે મોહનસે; મેરી લાગી લગન બાલા પનસે;
મેરા બાલા જોબન બળખાય, વનમાલિ બીના ન સુહાય;
મન મોહ લીયો બંસિ ધુનસે... ... ... ...હીલમીલ,
બની ચટળ તુંકીલી ચાલ મુરખ હસ હસત કે નંદલાલ
કરે ઘાયલ મદ ભરે નંયનસે, ... ... ... ...હીલમીલ,

(૭૮૯)—નંદ બત્રિસી—

હીંચે હીચોળે નવેલડી અલબેલડી—હીંચે
મણીએ મઢી, હીરલે જડી વિંચીયે ઘડી, મદઘેલડી, રસવેલડી:
મન મોહીની મોહી, સુરજ ઝાળી થા તું શું જુવે.
તુજ પખમણી પત્ની તણી, નથી બ્હેન ભાન ભુલ્યો તું એ,
આં તરૂણીનાં તેજ આગળ તોલ તારો તું ખુએ,
કીરણુ સતાવે કેમ તું ખરા સાંભળીશ મુખથી શું એ.
કરમાય છે કુમળી કળી છબી છેલડી—રસવેલડી—હીંચે.

(૭૯૦)—સુકન્યા-સાવિત્રી—

હું નથી એવી ભોળી (૨) હવે તો રહીરે—હું.
પાવરધી થઇ પુરી, મારી જોડ જડે નહી ખોળી—હું.
નિત્ય કજીયા કંકાશ કરી ઘરમાં સળગાવું હોળી—હું.
"પ્રસંગ આવે પરખાસે બાઇ, તું ગળણું ગોળી.
ભલે ભાયડો ભીખ માંગે, ખાંધે ભેરવે ઝોળી,
આપણે બાઇ ઘીમાં ઝબોળી, ખાઇએ ખીરને પોળી.

(૭૯૧)—સુરદાસ—

હું ભજન, કરીશ, હરીનું, સદા સુખે. ભજન૦
આ સંસાર, આગ, સમ લાગે, મિથ્યા ફાંફા મારી, હારી-ભજન૦
નહિં કોઇને કેવા તમારી, વાત આ બંધાઉં છું,
રાખો ભરોશો હૃદયમાં, હું—દેવના સમ ખાઉં છું.
છોડો ક્ષમા લાવી મને, ઝટ આંહીથી જાવા દીયો,
સંતોતણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દીયો.

(૭૯૨)—સુરદાસ—

હું હવે નાચ્યો બહુજ ગોપાલ, કામ ક્રોધના પરિધાનો,
કંઠે વિષયની માળ, મહદ મોહનાં નેપુર વાજે.
નિન્દા શબ્દ રસાલ..........................હું હવે.
કોટી કળાઓ નાચી બતાવી, ના રહ્યો કાળનો ખ્યાલ,
સુરદાસની સર્વ અવિદ્યા, દુર કરો નંદલાલ.........હું હવે.

(૭૯૩)—જગતસિંહ—

હું છું રંગીલો જુવાન, ફક્કડ અક્કડ ચાલું આમ,
જાણું છું વિદ્યા તમામ, રસિકલાલ મારૂં નામ.
બંદાના રૂપ આગળ માનો, કામદેવ પણ તુચ્છ,
કંઈ કામની પીડા થાય છે, જોઇને મારી મુચ્છ.
એકકો છું, વિદ્યામાં તેથી, પંડીતમાં પંકાઉં,
કવાબી પુરો ગાના માંહી, રાગ રાગણી ગાઉં.

(૭૫૪)—શારદાવિજય—
હું તો પ્રેમની જોગણુ, પીયુને શોધવા ચાલી,
શોધવા ચાલી; પીયુને શોધવા ચાલી—
રાજની ભોગણુ, બની સરતાજની જોગણુ, પીયુ.
પ્રેમની કફની ધરીને, પ્રેમની ઝોળી,
અંગે ભભુતી પ્રેમની-બસ પ્રેમથી, ચોળી. પીયુ.
કરૂં સાધના શૃંગારની, કરૂં સ્યામનું દરશન,
રટું મંત્ર માળા કર લઇ, બસ પ્રિયતમ-પ્રિયતમ. પીયુ.
(૭૫૫)—સરસ્વતિચન્દ્ર—
હું પરણું કદી નહિ, પીડા ધરૂં નહિં શીરે કદાપી સંસારની,
રહુ બાળ કુમારી. સદા બ્રહ્મચારી ભકિત કરૂં વિશ્વાધારની
પ્રિતી તણાં પીંજર વિષે પરવશ થઇ પડવું નહિં...
સંબંધીઓના બંધથી બેડીથી તન જડવું નહિ......
આ નાટકી સંસારનાં, દુઃખો મહિં મરવું નહિ.
અમૃત ગણીને વિષપ વિષ, પીવાનું મન કરવું નહિ.
જુઠી માયાના અંધારામાં હું પડું નહિ, રહી વાત હૃદય વિચારની
(૭૫૬)—વસુંધરા ઉર્ફે બેધારી તલવાર—
હું રશવેલી મદઘેલી નારી તરશી, પ્યારની(૨)નારી તરશી પ્યારની(૨).હું
હું યુવતી કામણગારી, નર નયન બાણુથી મારી, રમું રંગે રસની રેલી......નારી...હું
કોઇ લાલ લહેરી જો આવે, રતિ સુધા સરસ પિવડાવે તે તરૂવરને હું વેલી નારી. ....તરશી પ્યારની......હું......
(૭૫૭)—ખુબસુરતબલા—
હુવે બાઇ કાટ, મીલા ટીનપાટ, ગઇ તેરી, મેરી જોરૂજી. (૨)
કયસી ડાર્લ.થી લુટ, માંગે ડાસનકા બુટ, કભી લાવે ન સુટ.
તો જાયે મડમ રૂઠ, અયસી બનીયા ફેશન પે,ફ્રોટ,
મુજે તો મેરી જોરૂને સમજાયા ભોટ ગઇ ઘરસે બલા,
પાપ સરસે ટલા, "અબ તો વોહ ટોપી, અમ્માના વોહ પુરાના;
જામા, સજા કે, ફરેંગ ઠાઠ. વાહ.

હે. હો. (૭૫૮)—સન્યાસી— હે. હો.
હેરી આઇએ ગુન ગાઇએ રાધાવરકો,જઇએ જીવનપર વારી. પ્રીય પ્યારી.
કુંવર કનૈયા બંશી બજૈયાં, ધેનુ ચરૈયાં, લેવું બલૈયાં......હેરી.
લટકે લટકે આવન લાલ, સોહાવે સંગ ગ્વાલ.
રાધાકો પ્રાન પ્યારો, નટવર શ્રી નંદદુલારો,
હસત હસત મોરો મન હરલીનો ગ્યાન ધ્યાન ...... હેરી.

(૭૯૯)—સતી દ્રૌપદી—

હો, કનૈયાજીરે, અમને મોહન માયા લગાડી. અલબેલા.

વનમાં વેણુ વગાડી, અલબેલા૦ હો.

સાખી { " બંસીબટ-પનઘટ-નિકટ-ત્રટ-યમુના-યદુવિર,
" નાચે નટવર નંદના, હરી હળધરના વિર.

લીલી લવિંગ લતા, શોભતીજીરે,

લીલાં વનવૃક્ષ વેલ વાડીઓજીરે. મારા વાલમજી. સી૦

સાખી { " ચાલો સખી બ્રીજમેં ત્યાં જ્યાં વસે વૃજરાજ.
" નીર ભરંતા પ્રભુ મળે એક પંથ બે કાજ.

રશીયાજી રાસ રમાડોરે, અમને રસીયાજી રાસ રમાડો.

સગીરે સંખ્યાની આવી, સરખી સાહેલી,

આનંદે અંગે પમાડોરે, અમને રસીયાજી રાસ રમાડો.

સાખી { 'બંસીબટ સમ બટ નહીં, નંદ ધામ સમ ધામ.
' વૃંદાવન સમ વન નહીં, કૃષ્ણનામ સમ નામ "

કાનજીને માથે, મણી જડયાં મોળીયાંરે,

તારા મોડીયાનો બડો બડો ઠાઠ, ખમા, ખમા-રૂપાળા-કાનને,

કા'નજીને માથે, પાળા પીતાંબર, પેરીયાં કાનજીને કાને-

કુંડળ હૈયે હાર, ખમાખમા, લટકાળા કા'નને. હો કનૈયા.

(૮૦૦)—પ્યારા સાહેબ—

હોરી આજ જલે ચાહે, કાલ જલે, મેરા કુંવર કન્હાઇ
મોસે આન મિલે હો૦

મુજબિરહનકો, બીરહા સતાવે, સુની સેજ મૈંકા, ડસડસ જાવે.

મૈંતો જરત બરત હોરીસે; શામસુંદર મોસે આન મીલે-હો.

(૮૦૧)—સુંદરવેણી—

હોકો બોલે ગુડ ગુડ, માંહે ભર્યું છે પાણી;

આગલા તંબાકુ લા; લા દે ઠંડા પાણી, વાહરે મારા હોકા,

હોકો વ્હાલો લાગેરે. મને હોકો વ્હાલો લાગેરે, ભાઇ ભાઇ;

હોકો વ્હાલો લાગે, ચારણો, ચોપડાયોને, દીલ્લીનો દીવાન; ભાઇ (૨)
હોકો વાલો લાગે (૩)

ચલમતો ચતુરાઇ કરે ને હોકો હરીની માયા;

ખલેચીમાં હાથ નાખીં જાગે, (૨)
જાણે ગંગાજીમાં નાવ, ભાઈ ભાઈ હોકો વ્હાલો લાગે (૩)
વહુને વળાવી, દીકરીનું આવ્યું આણું,

ખાધા પિધાની વાત ન જાણું, ભાઇ(૨) બેઠા હોકો તાણું ભાઇ ભાઇ(૨)
હોકો વ્હાલો લાગે, (૨) વ્હારે મારા હોકા. હોકા (૨)

ડુંગર ઉપર દરિયો બળે, ને દરિયો કરે પોકાર.
ચતુર હોય તો ચેતજો. ચતુર કરે વિચાર—વ્હારે મારા હોકા.

(૮૦૨)—સતી પદ્મીની—

હારે, કોઇ વાલમને લેઇ આવોને, હાં મને છેલા રંગીલા મેળાવો.
જુલમી જુવાની, આ હાય દીવાની, લલીત વીલાશી, એ વાલમ વિના;
રંજની અંધારી હા, લાગે નકારી.
ચતુર ચકોરીને ચન્દ્ર વિના, હાય બળી, હું હાય બળી હું.
પિયુ પિયુ તનથી તલસી રહી...

(૮૦૩)—મહાશ્વેતા કાદંબરી—

હાં. જઇ મળુ આજે મિત્રને, પ્રાણુ પ્યારા......હાં જઇ.
સુન્ય હૃદય આ મિત્ર વિનાતું, જેવું પુષ્પ સુવાસ વિનાતું.
તુંજ વિરહે, હત ભાગ્ય હું માતું,
ભેટીશ ભગવતી સુંદરીને, મનોહરી મધુરીને મળાશે.
મનમાન્યો મદનોત્સવ થાશે, ભેટીશ ભગવતી સુંદરીને—હાં જઇ.

(૮૦૪)—માલતિ માધવ—

હાં હારે, મને ઠગી, ઠગી, મને ઠગી, ઠગારે મને ઠગી,જાણીને ભોળી નાર.
ખોટા બોલી શાને ખુવે છે ભાર,-આ છે ખોટા કરાર (૨)
ખોટા ખોટા ! હા ખોટા......ઠગી......

સાખી { "અંતર પ્રેમ વિના બધા નિષ્ફળ કોલ કરાર,
"એ વિણુ કો દંપતિ તણો, નવ સુધરે સંસાર.

આ છે ખોટા કરાર... ... ... ... ...ઠગી.

(૮૦૫)—સુર્ય-કુમારી—

હાં હારે અમ્મર ધામ તણા વાસી-સુખરાશી,
પ્રેમ માર્ગ ના પ્રવાશી દેવાંશી.
પ્રેમની પરિસીમાં તો જાણે જગમાંહી કોઇ.
વિરલા દેહ ધારીઓ તો ભાવના જુદીજ જોઇ,
જાણી-જોઇ માણી જોઇ, અંતરે પ્રમાણી જોઇ.
ધોઇ અંતરનાં આંસુથી વિશ્વની ઉદાસી,
જેની દૈવી જ્યોતિ, જગમાં પ્રકાશી—અમ્મર.

(૮૦૬)—નરપિશાચ—

હારે ગુંથી જુલમની જાળ બને કાળ વિકરાળ.
કેમ દીનના દયાળ દીલ સાંખસે.
ભુંડા જનની ભુંડાઇ વેરી નાંખશે, ભલા જનને સદાય સાથ રાખશે-હા.
ક્રુર કશ્યપ કુમાર હણ્યા કેરથી, નીચ કીચક ચિરાય ઝેર વેરથી,
પાપી અંતે પિડાય, કુડાં કર્મો ઉભરાય,
ખરસાણી વાવાને, મીઠાં ફળ ચાખ,શે............હારે.

(૮૦૭)—ખુબસુરતબલા—

હાંરે ગોરી ચાલો, ન ઠારો, અરે લી અલબેલી,
દેખો, બારાસા જોબના, લુંટે, ન કોઉ, સાહેલી અલબેલી...હાં દેખો.
સખીરી, મય હારી, મય હારી, મોહે ન સતાઓ, અય જાઓ,
કાહે રંગીલેસે, પ્યારી, નેહા લગાયા બતલાવો.
જાઓ અબ ન બોલુંગી, તુમસે, ગુઇયાં રાર. ન મચાઓ,
ગઇ સબ જાન સખીયાં, કરકે ધાન કાહેકો છુપાત,
મનકી બાત ભેદ કહત હય, મોહની અંખીયા—ચાલો૦

(૮૦૮)—(પ્રસિધ-કર્તા-નામ દર્શક) રાગ-ભજન.

શા માટે મુંઝાય મનતું ભાવે હરી ભજીલે, મનતું,ભાવે હરી ભજીલે.
રસનાએ ના વિચાર દીવાનાં, હેત હરીથી કરી લે......મન તું
તનમન ધનથી સેવ હરી તું, તજના અણુંપણુ એનેરે,
નંદકુંવર, શું પ્રીત કરી લે, તો તરશે તું ભવથીરે......મન તું.
લાવખત કથી કથી કહું છું, તન મન ધન સૌ અરપિદે
લક્ષમિપતી ના ચરણકમળમાં ચીત ,ચુનિ' તું જોડી દે-મન તું.
આહ મોટમ મહારાજ તણી. એ કળે કોણ આ જગ માંહિ,
નેતી, નેતી, વેદ વખાણે, પાર ન જેનો કોઇ પામે......મન તું.
કર કૃપા કરૂણાળું કેશવ,-દાસ—'ચુનિ' શીશ નામે,
લાજું છું પ્રભુ હું તમ આગળ, મુજ દીલની વાતો કે,વાને-મન તું
લક્ષમાં લેજો દિન દયાળું અંતર ઉદ્દગાર સેવક નાએ,
સુખ દુઃખ વિધિ, એ લખ્યું લેલાટે, દો,રો. સઘળી તારે હાથ-મન તું.
રટણ કરૂં તારૂં હું મનથી, શમજું ના બીજું કંઇ નાથ.
તનમનથી પ્રભુ વિનંતી કરૂં એ. દયાળુ આપીશ 'ચુની' ને'દે-મન તું.



**ધી ફોનોગ્રાફ ગાયન સંગ્રહ**

**ભાગ ૪ થો સમાપ્ત.**



સદા, શ્રિમંત. તમો માટે, હમોને કયમ સતાવો છો ?
દયા સાટે હમોને દમ, તમો કયમ, શેઠ, બતાવો છો !
હમો નિચ નોકરો તેથી, હમારૂં ભાન, ભુલાવો છો !
ન કરતાં કૈં, કદર, કો'દી, છતાં ! ઉલટાં, સતાવો છો !

o o o

હમોએ વિશ્વાસુ થઇને, લીધાં માલિક, પુરા માની,
અને હમારૂં શિર તમ ખોળે, મુકયું, એ વાત ના, છાની !
કરી પરવાં હમો એનાં, કદી કો'દી. હમારી કંઈ,
રહ્યાં હમે સદા મશગુલ, હમો ફરજે, ફરજ માં રઈ !

o o o

સદા ઈચ્છયું, હમોએ તો, ઉન્નતિ શેઠની થાવો,
છતાં ! ગરદન, હમારી પર, તમો કયમ વા'ર ઝુકાવો !
તમારાં એક શબ્દથી, હમે નિચે ઝુકી રહિયે,
છતાં, તમો શેઠ, તે માટે, નકામા શબ્દ સુણાવો છો ?

o o o

હમોને આપી મ્હોટી, લાલચ, તમોએ, ફંદે ફસાવ્યા,
હમારી જાત મહેનતથી, તમો શ્રિમંત કહે, વાયા;
ન'કદર, કંઈ તેહની કરતાં, જણાવો' ભિક્ષુના રાયા,
કહેવાતાં કહેવતે જે ત્રણ, તમો ! તે માંની, છો, માયા.

o o o

કરે, કો' વાત, તમોને કંઈ ! ખરી ખોટી જો તમ કાને,
લગાવે, મસ્કો, હાજી, હા, ના, તો, તમો જાતાં ધરે વાને;
ગૃહતાં મર્કટોનું જ્ઞાન, વિચરતાં નહિ કદી જ્ઞાને,
કરતાં બસ, કુદા, કુદ, ત્યાં, ખોટી, મોટાઇએ તણાવાને.

o o o

હમો વિશ્વાસે રહ્યાં વળગી, તમારા તે'જે અંજાઇ,
હમારાં દેવ, તમે, બીજા, એમ, માની બેઠા હમે ચાંહી.
હમારી માલ મિલકત સૌ, તમારે ત્યાં દીધી મુકી,
હમારી જીંદગાની સૌ, તમારે ત્યાં મુકી વિંધી.

o o o

રાખ્યો, એક આશરો તમપર, માલિક તમને ગણી લઇને,
બન્યાં તેથી હમો લાચાર, તમારાં વિશ્વાસે. વઇ,ને;
કરાવિ કામ, ન આપો દામ, સોંપી સુપરતમાં જ,મે લેતાં,
કે'તાં દામ, રહવા દે. ઠામ, થશે તમ હાથમાં લે'તાં.

o o o

થશે હયાં થઈ રકમ સલ્ભર; જશે તમ પાશ ઉડી અદ્ધર,
દો રહેવા, હયાં તમે રળતર, થદા વિશ્વાસુ થાવાને;
તમારૂં તે તમારૂં છે, હમારૂં ના કદિ પણ તે,
પણ સચવાશે હયાં શિર સાટે, એ તમારાં લાભ ને માટે.

o o o

વહિ મુખે મીઠડી બોલી, હમારૂં સૌ લિધું તોલી,
પછીથી આપવાં ખાતે, કહેતાં માપ જુદું છે;
પડતી ગમ નથી તમને, હમારી ઇન્સાફી, સહો,
હમારાં દફતરે બોલે, તમારૂં કેંવુ ખોટું છે.

o o o

રાખી બે કાટલાં એવાં, કરી રહેલાં જે ધન શેવાં,
એવાં શેઠ, ને શઠ, કેવાં, કહો તેમાં શું, ખોટું છે;
ફકત જો શઠ કેવામાં, મળે ના ઇલકાબ પુરો તો,
**સોનેરી ટાળીના સભ્યો** નો, ઈલકાબ પુરતો છે.

**લખનારઃ-શુ+મ. શાહ.**

# જ્યોતિષશાસ્ત્ર.

એ, ખરૂંજછે. એમ હવે સર્વ કોઇ માનવા લાગ્યાં છે. જ્યોતીષ એ એક એવું શાસ્ત્ર છે; કે એ વિદ્યાને દર્પણ એ શબ્દની ઉપમાં આપવામાં આવે તો તેમાં કશી એ અતિશયોક્તિ કેહેવાશે જ નહિ !

કારણ કે દર્પણ મુળસ્વરૂપને મુળરૂપમાં જોતાં વારજ બતાવે છે, તેવીજ રીતે જ્યોતીષશાસ્ત્ર પણ માણસ જાતનાં ભાગ્યનાં દર્પણ રૂપે છે. એ એક વ્યાજબિ અને સર્વ માનનિય દર્શણીક પુરાવો છે, સિદ્ધાંત છે !

---

જો તમારે ભાગ્યનો ભરમ જાણવો હોય, ગ્રહદોષથી ઉપજતી પીડા તથા તેનું નીવારણ જાણવું હોય, લાભહાની, યશ ! અપશય વીગેરે બાબતો જાણવી હોય, જો તમારે માનશીક, શારિરીક ? વ્યહુવારીક ! અને આર્થીક, સ્થીતી જાણવી હોય, જો તમારે. ભવીષ્ય કાળ અને વર્તમાન સમયનું ભાન જ્ઞાન જાણવું હોય, તો એકવાર હમોને અવશ્ય મળો અથવા લખો.

---

હમો હમારા લાંબા વખતનાં અનુભવથી, અનુભવી ઓને ખાત્રીકરાવી આપી છે, અને જઓને ખાત્રી થઇ છે, તેઓનાં મોડે આશ્ચર્યતાના ઉદ્દગાર નીકળ્યા વગર રહયાંજ નથી, જેની ખાત્રી માટે તેવાં હજારો—બલકે લાખો જીવતાં જાગતાં સરટીફીટીકો વિધ્યમાન છે.

હમો જ્યોતીષ શાસ્ત્ર ને આધારે જન્મફળ. વર્ષફળ. પ્રશ્નફળ. વીગેરે બાબતો સંતોષકારક રીતે. કરી આપીએ છીયે. તેમજ ગણીત શાસ્ત્ર અને. ફાલ, (પાસા.) નંખાવી મનનો ધારેલો પ્રશ્ન કહિ આપીએ છે !

તો આથી હમો સર્વને ભલામણ કરીએ છીએ. કે આ બાબતનો લાભ લેવા કોઇએ ચુકવું નહિ.

---

જ્યોતીષ ! થી, રોજગાર ધંધામાં લાભ મળે છે. ધાર્યું કામ સિદ્ધ થાય છે. લાભ હાનીનું જ્ઞાન મળે છે, વીગેરે દરેક. જાતનાં, લાભો મળે છો એકવાર જ્યોતીષશાત્રનો અનુભવલ્યો,અને ખાત્રી કરો.

વધુવિગત તથા કામકાજ નાં દર. માટેનું પ્રાઇલિષ્ટ મંગાવો બ્હારગામ વાળાઓને પોષ્ટ દ્વારા, આ બાબતનો પુરનો લાભ મળે છે.

મળો—વા—લખો.

## જ્યોતિષી—રેવાશંકર ભવાનીશંકર

જ્યોતિષ—કાર્યાલય—ઝાપરીયાશેરી—સુરત.

॥ ॐ નમઃ શ્રી રામચંન્દ્રાય ॥

# આર્ય મહૌષધાલય મુ૦ આંજર્લે.

## કોંકણુ પ્રાંતમાં ઉત્પન્ન થતી તાજી શુદ્ધ કિમતી વનસ્પતીની જગપ્રસિદ્ધ રામબાણુ દવાઓ !

**મદન વિલાસામૃત સંજીવન**—વિર્યવર્ધક રકત શોધક અત્યંત કામોતેજક મન ઉત્સાહમાં રાખનાર, શરીરની કાંતી વધરનાર અપુર્વ ધાતુપુષ્ટીની દવા, જેમાં સુવર્ણ માક્ષીક, મૌનિક ભસ્મ, કસ્તુરી, પ્રવાલ, વીગેરે કીંમતી વસ્તુથી તૈયાર કરવામાં આવેલી ગુટીકા, આ ગોળી ક્ષયરોગ, પાંડુરોગ, જીર્ણજવર મસ્તક, શુળ મેદ્દા વિકાર સુવા રોગ, સંતતિનો અભાવ કરાવનાર ગર્ભાશયના વીકારો, સંધીવા, વી. વાતરોગો મુત્રાઅવરોધ, કમ્મરનો દુઃખાવો. વી. નવા અગર જુના દરેક જાતનાં રોગ આ ગોળી,વીજળીક અશરથી દુર કરે છે, તેમજ મનને સંપુર્ણ આનંદમાં રાખી બુદ્ધીને ખીલાવે છે, અને અંગમાં સંપુર્ણ બળ આપે છે. તે સાથે શરીરમાં રસ, રકત, મજ્જા, શુક્ર વીગેરે સાત ધાતુને વધારી માણસ માત્રને સર્વ પ્રકારનાં સંસાર સુખનો ઉત્તમ લાભ આપેછે. તેમજ શરીરનાં દરેક દરદોને નાબુદ કરી, શરીર બળવાન અને આયુષ્યમાન બનાવે છે. આ ગોળી હરેક પ્રકૃતિવાળાંઓને એક સરખી રીતે માફક આવે છે ! અને એનો લાંના રહેવાશીઓમાં લાખો લોકોએ વાપરી છે. અને વાપરે છે, આ ગોળી રૂા. ૧)થી ઓછી કીંમતની મળી શકશે નહિં પણુ એક સાથે રૂા. ૬) અથવા તેથી વધુ કીંમતની ખરીદનારને ટપાલ ખર્ચ માફ, અને તેને અંદરની ખરીદનારને ટપાલ ખર્ચ અલગ—ભાવ ૩૨ ગોળી રૂા. ૧) ૭૦ ગોળી રૂ. ૨) ૧૬૦ ગોળી રૂ. ૪) ૨૬૦ ગોળી રૂ. ૬) અને ૫૨૦ ગોળી રૂા. ૧૦)

**વૃષણ વૃદ્ધી**—(અંતરગળ) આ રોગ મોટે ભાગે નળાશ્રીત વાયુ કોપવાથી થાય છે. કાષ્ટપ્રહાર, મુષ્ટીપ્રહાર, અવ્યવ સ્થીતપતન વીગેરે કારણોને લીધે વૃષણુના ગોળીઓ એક અથવા બન્ને મોટી થાય છે. અને તે સુંજી આવે છે. અને તે દુઃખાવો વી. થાય છે. એ રોગ હમારી ગોળી તથા મલમ માત્ર ૧૦–૧૨ દીવશ વાપર્યાથી મટી જાય છે, તે ગમે તેવાં જુના દરદને પણુ ખાત્રીપુર્વક નાબુદ કરે છે અને તે ચાલીશ દીવશની અંદર તદ્દન મટાડી દેછે, મલમ ડબ્બી ૧નાં રૂા. ૦–૮–૦ ગોળીની ડબ્બી રૂા. ૧–૮–૦ બન્ને મળી રૂા. ૨) આ બન્ને ઔષધોનો તાકીદે ઉપ્યોગ કરો !

**થંડાગાર નેત્રાંજન**—આ નેત્રાંજનથી આંખનાં દરેક રોગ નાબુદ થાય છે. આંખને પુર્ણ તેજસ્વી કરે છે. તેમજ નેત્રમાં થંડક આપે છે કી. બાટલી રૂા. ૧–૮–૦

**કર્ણસ્રાવ નાશક અપ્રતિમ તૈલ**—કાનના દરેક પ્રકારનાવર્ણ સંબંધી રોગનો તાત્કાળીક નાશ કરનાર કી. બા. રૂ. ૧–૦–૦

**પરમા ઉપર ઉતમ મિશ્રણ**—આ મિશ્રણ વાપરવાથી ગમે તેટલાં વખતથી કોઇપણ જાતનો નવો તેમજ જુનો પરમો નાશ થાય છે. તેમજ પ્રમેહથી થતાં બીજાં દરદો પણ નાબુદ થાય છે, પ્રમેહના દરદ માટે આ રામબાણ ઇલાજ ઇલાજ છે. કીં. બા. રૂ. ૧-૦-૦

**દંતરક્ષક ચુર્ણ**—આ ચુર્ણથી હાલતાં દાંત મજબુત થાય છે. દાંતના સર્વપ્રકારના રોગનો જડમુળથી નાશ થાય છે. કીં. ડબ્બી ૧ના ૬, આના

**મેદો વાયુ**—આ રોગથી, શરીર એકદમ મોટું થાય છે. પેટ હાથ જાગ ઇત્યાદી અવયવોમાં (મેદ) ભરાવવાથી શરીર સ્થુળ (જાડુ) થાય છે. આ રોગ ઉત્પન્ન થવા પછી સ્વાસ, અશક્તી, મંદાગ્નિ નષ્ટ વિર્યતા વી. રોગો, થાય છે. આ રોગ હમારી દવાથી દોઢ માસમાં ગમે તેવાં જુનો હોય તો એ નાબુદ થાય છે, પરંતુ તે જો વધુ જોરદાર હોય તો તેને ત્રણ માસ લાગે છે. અને તેટલાં વખત પછી શારીરીક સ્થીતી ઘણીજ સુધરી છે. કીં. ૪૫ ગોળીની ડબ્બી, રૂા. ૨) વ. ૨ાા તો. તેલ બાટલી ૧ એકનો રૂા. ૧)એકંદર રૂ. ૩-૦-૦

**સુવર્ણ ધાત્રી તૈલ**—આ તેલ ચારોલી, બદામ, કંકોલ એ. લાયચી. વીગેરે કીમતી વનસ્પતિના સત્વોમાંથી તૈયાર કરેલું છે અને તે શરીરે ચોળવાના ઉપયોગમાં આવે છે. અને એનાં ઉપયોગથી, અસ્પમાર, ઉન્માદ, વા. ચકરી. વી રોગો જલદીથી નાબુદ થાય છે. તેમજ આ તેલ માથામાં નાંખવાથી વાળ કાળા ભરાઉ ચકચકીત અને સુંવાળા થાય છે. તેમજ આ તેલ શરીરે ચોળી સ્નાન કરવાથી શરીરની દુર્ગંધ દુર થઇ શરીર સુવાસિત રહે છે તેમજ દરાજ ખસ ખુજલી વી. ચામડીનાં દરદો, નાશ પામે છે. તેમ તેવાં દરદો ફરી થતાં પણ નથી, તેમજ માથામાં નાંખવાથી આંખનુ તેજ વધે છે શાન્ત નિંદ્રા પણઆવે છે અને આંખ વિકાર વગરની સ્વચ્છ રહે છે કી. બાટલી ૧નો રૂ. ૧-૪-૦

આ સિવાય સુરંગી, માલતી, રાજવિલાસ, લક્ષ્મી વિલાસ, પુષ્પરાજ, બાદશાહી ઉંચા અત્તરો જેવા કે, ગુલાબ, હીનો, કેવડો, ચમેલી. વી. સુગંધી અત્તરો અને માથામાં નાંખવાનાં દરેક જાતનાં સુવાસીક તૈલો હમારે ત્યાં વ્યાજબી ભાવે મળશે.

**સુચના**—ઉપર જણાવેલાં ઔષધો અને સુગધો મલ સંપુર્ણ ખાત્રીથી આજ પચ્ચીશ વર્ષ થયા હીંદુસ્તાનથી તે આસામ સુધી લાખો લોકોએ વાપર્યો છે અને વાપરે છે, અને તેથી તેનો હંમેશાં વધુ અને વધુ ખપ ઉઠાવ ચાલુજ છે. અનુભવ થયેથી પુર્ણ ખાતરી થશે એક વાર વાપરી ખાત્રી કરો માલ રોકડેથી અગર વી. પી. થી મોકલવામાં આવશે. પેકીંગ. ટપાલ ખર્ચ વી. પી. ચાર્જ કી. ઉપરાંત, સામટો લેનારને ભરપુર કમીશન આપવામાં આવશે.

લખો—

## કૃષ્ણ શાસ્ત્રી બિવલકર વૈદ્ય.

**મુ૦ પો૦ આંજર્લે તા, દાપોલી જી. રત્નાગીરી.**

